# श्री रामेश्वरादि

# दक्षिणयात्रा वर्णन.



बनावि प्रसिद्ध करनार

## जोशी हरिशंकर बापुजी.

योनगच्छतितीर्थानि योनपश्यतिदेवताः॥
अमौकल्पसहस्रेऽपि ऋणत्रयान्नमुच्यते ॥१॥

अमदावादमध्ये
મામાની હવેલીમાં યુનાઇટેડ પ્રિંટિંગ અને જનરલ
એજન્સી કંપની "લિમિટેડ" ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપ્યું.

સંવત ૧૯૪૩. સને ૧૮૮૬.

કિંમત રૂ૦-૪-૦

# श्री रामेश्वरादि दक्षिणयात्रा वर्णन.



बनावि प्रसिद्ध करनार

## जोशी हरिशंकर बापुजी.

योनगच्छतितीर्थानि योनपश्यतिदेवताः॥
असौकल्पसहस्रेऽपि ऋणत्रयान्नमुच्यते ॥१॥

अमदावादमध्ये

મામાની હવેલીમાં યુનાઇટેડ પ્રિંટિંગ અને જનરલ
- એજન્સી કંપની "લિમિટેડ" ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપ્યું.

સંવત ૧૯૪૩. સને ૧૮૮૬.

કિંમત રૂ૦-૪-૦

# भूमिका.

હિંદુસ્થાનમાં આપણા આર્યલોકોનાં ચાર દિશામાં ચાર મુખ્ય ધામ છે તેમાં પૂર્વમાં શ્રી જગન્નાથજીની યાત્રા છે ને દક્ષિણમાં શ્રી રામેશ્વરની યાત્રા છે; તથા પશ્ચિમમાં દ્વારકાંની યાત્રા છે. ને ઉત્તરમાં બદ્રિનારાયણની યાત્રા છે. ને તે યાત્રાઓના અંગમાં રસ્તામાં જતાં તથા આવતાં ઘણા દેવ તથા તીર્થની ઘણી યાત્રાઓ થાયછે.

તેમાં હાલના વખતમાં પૂર્વ દિશા તરફ કાશી, ગયાજી, મથુરાં, અયોધ્યા તથા જગન્નાથજી વિગેરેની યાત્રા કરવાને ઘણા લોકો જાયછે. ને ત્યાંની સર્વ રીતભાતથી આપણા ગુર્જર લોક વાકેફ છે તથા ઉપર લખેલાં તીર્થના જે ગોર છે. તેમનાં માણસો પણ આપણા દેશમાંથી યાત્રા કરવા જનાર લોકોને મળેછે, ને તેમના સંગમાં તેઓ જાયછે, તેથી કોઈ વાતે હરકત પામતા નથી. પરંતુ તેવીજ રીતે દક્ષિણ યાત્રામાં એટલે રામેશ્વરની યાત્રા કરવા જનાર લોકોને માહિતી મળતી નથી. કેમકે ત્યાં આપણા દેશના લોકોમાંથી કોઈ કોઈ જાયછે તેજ કારણથી ગોરનો માણસ પણ આપણા દેશમાંથી મળતો નથી માટે આ 'રામેશ્વરયાત્રા વર્ણન" એ નામનું એક નાહાનું પુસ્તક લખવાનો વિચાર કર્યો છે. આમાં દક્ષિણયાત્રામાં જે જે તીર્થ તથા દેવ છે તેમનાં નામ તથા મહાત્મ્યના પ્રમાણના શ્લોક સહિત સર્વ હકીકત થોડામાં યાત્રાળુ લોકોને માલમ પડે એવી રીતે લખી છે. અને આ પુસ્તક જે દક્ષિણ યાત્રા કરનારની પાસે હશે તેમને કોઈ વાતે અડચણ પડે તેમ નથી. તથા તે માણસને કોઈને પૂછવાની જરૂર રહેશે નહીં.

વળી યાત્રા કરવાથી શું શું ફળ થાયછે તે આપણાં શાસ્ત્ર પુરાણ તથા ઇતિહાસોમાં ઘણું લખ્યુંછે; તથાપિ ભાગવતના દશમસ્કંધના ઉત્તરાર્દ્ધમાં ૭૯ મા અધ્યાયમાં લખ્યું છે કે બલ્વલ નામનો દાનવ રૂષિઓના યજ્ઞમાં બહુ વિઘ્ન કરતો હતો તેથી રૂષિ લોકો બળદેવજીની પાસે જઈ તેમની પ્રાર્થના કરી ત્યારે તે રૂષિઓના કહેવાથી બળદેવજીએ તે બલ્વલ નામના દાનવને મારી નાંખ્યોછે

તેનું પ્રાયશ્ચિત બળદેવજીને લાગવાથી બળદેવજીએ એક વર્ષ સુધીમાં પૃથ્વી પ્રદક્ષિણા કરી તેમાં ચારે ધામની તેમણે યાત્રા કરી છે. તેનું વર્ણન છે તે બધું લખવાથી ભૂમિકા અડધા ગ્રંથ જેટલી થઈ જાય માટે દક્ષિણ યાત્રાના વર્ણનમાં ફક્ત દક્ષિણ યાત્રા સંબંધી જે જે તિર્થ, દેવનાં નામ વિગેરેના શ્લોક છે; તેટલાજ લખવા ઠીક છે; એવું સમજી તેટલા અત્રે લખ્યા છે.

## श्लोक.

उपस्पृस्यमहेंद्राद्रौ रामंदृष्ट्वाभिवाद्यच ॥
सप्तगोदावरींवेणां पंपांभीमरथींततः ॥१२॥
स्कन्दंदृष्ट्वाययौरामः श्रीशैलंगिरिशालयम् ॥
द्रविडेषुमहापुण्यंदृष्ट्वाद्रिंवेंकटप्रभुः ॥१३॥
कामकोष्णींपुरींकांचींकावेरींचसरिद्वराम् ॥
श्रीरंगाख्यंमहापुण्यं यत्रसान्निहितोहरिः ॥१४॥
ऋषभाद्रिंहरेःक्षेत्रंदक्षिणांमथुरांतथा ॥
सामुद्रंसेतुमगमन् महापातकनाशनम् ॥१५॥
तत्रायुतमदाद्धेनूर्ब्राह्मणेभ्योहलायुधः ॥
कृतमालांताम्रपर्णींमलयंचकुलाचलम् ॥१६॥
तत्रागस्त्यंसमासीनं नमस्कृत्याभिवाद्यच ॥
योजितस्तेनचाशीर्भिरनुज्ञातोगतोर्णवम् ॥१७॥
दक्षिणंतत्रकन्याख्यांदुर्गांदेवींददर्शसः॥१७॥

અર્થ—કલકત્તાથી ૧૨ ગાઉ ઉપર ગંગાસાગરનો સંગમ છે.

ત્યાંથી બળદેવજી મહેંદ્ર નામના પર્વત ઉપર જઈ ત્યાં સ્નાના ચમન કરી પરશુરામજીનાં દરશન તથા પૂજન કરી સપ્તગોદાવરી એટલે નાશક આગળ ગોદાવરી નદી છે તે તથા વેણાનદી કૃષ્ણ-ગંગાથી એક ગાઉ ઉપર તે એનો સંગમ છે તથા કિષ્કંધાની યા-ત્રામાં પંપાસરોવર આવેછે; તે તથા ભીમરથી નદી, તેમાં સ્નાન કરી કાર્તિક સ્વામીનાં દર્શન કરી ત્યાંથી બળદેવજી જેમાં મલ્લિકા-ર્જુન મહાદેવનું સ્થાપન છે એવા શ્રી પર્વત ઉપર ગયા ત્યાંથી દ્રવિડદેશમાં મહાપુણ્યવાન વેંકટપરવત જેને હાલમાં વિંધ્યાચળ કહેછે તથા વેંકટનો બીજો અર્થ બાલાજી પણ થાય છે. તેમનાં દર્શન કરી ત્યાંથી કામ કોષ્ણી નદી તથા કાંચીપુરી એટલે શીવકાંચી તથા વિશ્નુકાંચીની યાત્રા કરી નદીઓમાં શ્રેષ્ટ એવી કાવેરી નદીમાં સ્નાન કરી જ્યાં ભગવાન નિત્ય રહેલા એવા પુણ્યકારી શ્રીરંગ નામના મહાવિશ્નુનાં દર્શન કરીને ત્યાંથી રૂષભ નામના પર્વત પ્રત્યે તથા વિષ્ણું ક્ષેત્રમાં જઈ દક્ષિણ મથુરાં એટલે જેને હાલ મધરા શેહેર કહેછે ત્યાં ગયા ત્યાંહાંથી સમુદ્ર સેતુ એટલે સમુદ્રમાં જ્યાંહાં ભગવાને પુલ બાંધ્યો છે ત્યાંહાં ગયા, તે તીર્થ મહાપાતકને નાશ કરે તેવું છે. તેમાં સ્નાન કરી બળદેવ-જીએ દશ હજાર ગાયો બ્રાહ્મણોને આપીને ત્યાંહાંથી કૃતમાલા નદી તથા તામ્રપર્ણી નદીમાં સ્નાન કરી શ્રેષ્ટ એવા મલયપર્વત ઉપર ગયા ત્યાંહાં અગસ્ત રૂષિનું સ્થાન છે. તેમનાં દર્શન તથા વંદન કરી તેમનો આશિરવાદ તથા આજ્ઞા લેઈ દક્ષિણ સમુદ્ર પ્રત્યે ગયા; ત્યાં દુર્ગાદેવી એવી કુમારી કન્યાનાં દરશન કરી આગે કેરલ દેશમાં ગયા છે. એવી રીતે યાત્રાનું ઘણું મહાત્મ્ય છે. તથા યાત્રા કરવાથી ઘણી જાતનાં પાતક દુર થાયછે. માટે આ લઘુ પુસ્તક સહાયતાથી આપણા આર્ય બંધુ પોતાની મનકામના પૂર્ણ ક એવી આશા છે.

દક્ષિણ દેશમાં મુંબઈ, પુના, નાશક, ત્રંબક તથા પંઢરપુ-સુધી આપણા દેશની ભાષા તે દેશની ભાષામાં બળેલી છે. એવા ત્યાંહાંના લોકો આપણા દેશની ભાષાના શબ્દો સમજે છે.

આપણા લોકો તેમની ભાષાને સમજી શકેછે. તેથી જણશ ભાવ લેવા આપવાનો વ્યવહાર સારી રીતે ચાલેછે. પરંતુ નાશકથી આગાડી જેમ જેમ દક્ષિણમાં જઇશું તેમ તેમ ત્યાંની ભાષા બિલકુલ આપણાથી જુદી આવેછે. તે એવી કે ત્યાંહાંના લોક બોલે તેમાં આપણે સમજીએ નહીં ને આપણે બોલીએ તે ત્યાંહાંના લોક ન સમજે. તેથી જણશ ભાવ લેવા આપવાને ઘણી હરકત પડેછે. માટે તે દેશની ભાષાના શબ્દો સંખ્યા રૂપિઆ, આના, અનાજ તથા પરચુરણ જણશો વિગેરેના ઘણા શબ્દો અત્રે લખ્યાછે.

——*——

હ. ભા.

# શ્રીરામેશ્વરાદિ
# દક્ષિણ યાત્રાવર્ણન.



રામેશ્વરની યાત્રા કરનાર મનુષ્યોનું પ્રથમ મુંબઇમાં જવું થાય છે. એ શહેર ઘણું મોટું અને સુંદર છે. અમદાવાદથી ત્યાં સુધીનું રેલભાડું ૩૪-૦-૦ લેછે. તેમાં મુખ્ય દેવ-મુંબાદેવી, ભૂલેશ્વર, વાલ્કેશ્વર, તથા મહાલક્ષ્મી છે. તેઓનાં દરશન કરી પોતાની ઇચ્છા પ્રમાણે બેચાર દિવસ રહી ત્યાંથી નાશક જવું. મુંબઇથી નાશક સુધીનું રેલભાડું ૩૧-૮-૦ લેછે, સ્ટેશનથી નાશક ત્રણ ગાઉ છે. એ શહેરમાં ત્રાંબા પીતળનાં તથા દેવસેવા કરવાનાં વાસણ ઘણાં સારાં ને સસ્તાં મળે છે. તેમાં મુખ્ય તીર્થ ગોદાવરી છે. તેના કિનારા ઉપર આપણા દેશના શ્રીમાન્ ભાટીઆ લોકોની બંધાવેલી ધર્મશાળાઓ ઘણી છે, તેમાં યાત્રાળુ લોકો ઉતરે છે. તે ધર્મશાળાઓની પછાડી નજીકમાં એક ગુફા છે. તેમાં પેસતાં માણસ દીઠ એક એક પૈસો કર લેછે. તેમાં દીવો લઇ એકેક માણસથી જવાય છે. તે ગુફામાં મહાદેવજીનું એક બાણ છે, તે જળાધારી સુદ્ધાં છે. તેના સામે રામ, સીતા, ને લક્ષ્મણજીની મૂર્ત્તિઓ છે. ધર્મશાળા પાસે કાર્તિક સ્વામીનું મંદિર છે. તથા એક મોટા મંદિરમાં રામ, સીતા, ને લક્ષ્મણની મૂર્ત્તિઓ છે. ત્યાંથી આશરે એક ગાઉપર લક્ષ્મણજીનું તપોવન છે ત્યાં ગોદાવરી ને કપિલગંગાનો સંગમ છે, તથા લક્ષ્મણજીની મૂ[illegible] છે, તથા એક મોટા હનુમાન છે.

નાશકથી ત્રણ ગાઉ ઉપર પાંડવગુફા છે. ત્યાં પર્વત અડધા કોશનો ચઢાવ છે. તે પર્વતમાં મોટી ગુફાઓ કોરી કાઢી[illegible] તેમાં પાંચ પાંડવની મોટી મૂર્ત્તિઓ છે. ત્યાં તૈલંગી જેવા અ[illegible] રમાં પથ્થર ઉપર લખેલા પ્રાચીન લેખ છે. એ સ્થાન ઘણું જો[illegible] લાયક છે.

નાશકથી ત્ર્યંબક ૧૨ ગાઉ છે. તેમાં મુખ્ય દેવ ત્ર્યંબકેશ્વર છે. તેમનું મંદિર મોટું ને સુંદર છે. ત્યાં નીલ પર્વત ઉપર નાના મંદિરમાં નીલાંબિકા દેવી છે. ત્યાં ૭૬૨ પગથીઆં ચઢીને પર્વત ઉપર ગંગાજીની મૂર્તિનાં દરશન થાય છે. તેમના મુખમાંથી જળ નીકળે છે, તેજ ગોદાવરીનું મુખ તથા ઉત્પત્તિ સ્થાન છે. તેને ગોદાવરીનું "ગંગાદ્વાર" કહે છે. ત્યાં એક કુંડ છે તેમાં યાત્રાળુ લોક સ્નાન કરે છે, તથા કોલાંબિકા દેવીનાં દરશન કરે છે. ત્યાં ગામમાં કુશાવર્ત એ નામનો કુંડ છે, તે ઉપર શ્રાદ્ધ થાય છે. બીલ્વ તીર્થ એ નામનું એક તલાવ છે, કાંચન તીર્થનો કુંડ છે. તથા કનખલ તીર્થનો કુંડ છે. તેમાં સ્નાન કરવાથી મોટું ફળ પ્રાપ્ત થાય છે. એ વીશે એક પ્રાચીન પુરાણનો શ્લોક અત્રે લખ્યો છે.

## श्लोक

गंगाद्वारे कुशावर्त्तोबिल्वकेनीलपर्वते ॥
स्नात्वा कनखले तीर्थे पुनर्जन्मनविद्यते॥१॥

અર્થ—ગંગાદ્વાર, કુશાવર્ત, બિલ્વક, નીલપર્વત તથા કનખલ એ પાંચ તીર્થમાં સ્નાન કરવાથી ફરી જન્મ પ્રાપ્ત થતો નથી.

ત્ર્યંબકેશ્વર મહાદેવની ૧૨જ્યોતિર્લિંગમાં*ગણત્રીછે જ્યોતિર્લિંગ મહાદેવનાં દરસન અથવા નામ સ્મરણ કરવાનું બહુ પુન્ય લખે છે, તથા તેમનો પ્રસાદ પણ લેવાય છે.

૧૨ જ્યોતિર્લિંગ કયાં કયાં છે ને તે કીયા દેશમાં છે તેના પ્રમાણના શ્લોક ૪ અત્રે લખ્યા છે.

## श्लोक

सौराष्ट्रेसोमनाथश्च श्रीशैलेमल्लिकार्जुनम् ॥
उज्जयिन्यांमहाकालमोंकारममरेश्वरम्॥१॥

---

* જે બાણ પૃથિવિમાંથી પોતાની મેળે નિકળે છે તેને જ્યોતિર્લિંગ કહે છે.

पर्ल्यांवैद्यनाथश्चडाकिन्यांभीमशङ्करम् ॥
सेतुबन्धेतुरामेशंनागेशंदारुकावने ॥२॥
वाराणस्यान्तुविश्वेशं त्र्यम्बकंगौतमीतटे ॥
हिमालयेतुकेदारं घुसृणेशंशिवालये ॥३॥
एतानिज्योतिर्लिंगानिसायंप्रातःपठेन्नरः
सप्तजन्मकृतंपापंस्मरणेनविनश्यति ॥४॥

ત્ર્યંબકેશ્વરનાં દર્શન કરવાથી તત્કાળ પાતક નાશ થાય છે તેનો શ્લોક પણ અત્રે લખ્યો છે.

## श्लोक

सह्याद्रिशीर्षेविमलेवसंतं गोदावरीतीरपवित्रदेशे ।
यद्दर्शनात्पातकनाशमाशु प्रयातितंत्र्यम्बक
मीशमीडे ॥१॥

નાશકથી પંઢરપૂર જતાં કુરૂવાડી સુધી રેલ છે, ત્યાં સુધીનું ભાડું ૩-૬-૦ છે. કુરૂવાડીથી ૧૨ ગાઉ પંઢરપૂર છે ત્યાં બળદની ગાડીમાં બેશીને જવાય છે. એ શહેર જેમ ગંગા કિનારા ઉપર કાશી છે તેમ ચંદ્રભાગા નદીના કિનારા ઉપર છે. નદીની વચમાં વિઠ્ઠલનાથજીનાં પગલાં છે, તે ઉપર શ્રાદ્ધ પિંડદાન થાય છે. ત્યાં શ્રાદ્ધ કરનાર માણસ પાસેથી શ્રાદ્ધના સામાનના કરીને રૂ.૨-૧૦-૦ લેવું કારણ કે શ્રાદ્ધનો સામાન ગોર પોતાના ઘેરથી લાવે છે તે ગામ લોક તથા તેની આસપાસના લોકો દરવર્ષમાં માર્ગશીર્ષ માસમાં પોતાને ઘેરથી રસોઇ કરી ત્યાં લાવી પગલાંને ધરાવીને જમે છે. તથા કેટલાક લોક ત્યાં રસોઇ કરી નૈવેદ્ય ધરાવીને જમે છે.

પંઢરપૂરમાં વિઠ્ઠલનાથજીની મૂર્ત્તિ બે ભૂજાવાળી છે તે કેડ ઉપર બે ભૂજા ધારણ કરીને ઉભા છે તથા કૃષ્ણ વર્ણે છે. તેમનું

મંદિર શિખરબંધી તથા ત્રણદ્વારનું છે, તેમાં ૩૨ થાંભલાનો મંડપ છે. તથા એક થાંભલો રૂપે મઢેલો છે; તેને લોકો ભેટે છે.

વિઠ્ઠલનાથજીના મંદિરમાં બીજાં ઘણાં મંદિરો છે, તેમનાં નામ અત્રે લખ્યાં છે. રૂકમણિ, સત્યભામા, લક્ષ્મીજી, તથા જાંબુવતી એ ચાર પટરાણીઓનાં મંદિર છે, તથા બળદેવજી, મહાદેવજી, ગરૂડજી, હનુમાનજી એમનાં પણ મંદિર છે; નારદજીની મૂર્તિ ગોખલામાં બેસાડેલી છે, મંદિરમાં પેસતાં ડાબે હાથે એક વડનું વૃક્ષ છે, તેની પાસે ઓરડીમાં નરસિંહ મહેતા તથા રામજીની મૂર્તિ છે, તેમાં બીજા દેવની ઘણી મૂર્તિઓ છે, મંદિરમાં પેસતાં જમણા હાથ ભણી સામે ચોખા ભગતની મૂર્તિ છે.

પગથિયા ઉપર નામદેવજી નામના એક ભક્તરાજનું મુખ પીતળથી મઢેલુંછે, મંદિરમાં ૮૪ દેવીની મૂર્તિઓ ભીંતમાંછે, તેને યાત્રાળુ લોકો બરડો ઘસેછે તેથી તેમની યાત્રા પૂરી થાયછે. એવું ત્યાંના લોકો કહેછે.

વિઠ્ઠલનાથજીને ચારેવર્ણના લોકો ભેટેછે ને ચરણમાં મસ્તક મૂકી નમસ્કાર કરેછે, તેથી વિઠ્ઠલનાથજી તેમનું પાપ બાળી કલ્યાણ કરેછે. ચરણ સ્પર્શ કરવાના રૂ૧-૪-૦ પુજારીને આપવા પડેછે;

ત્યાંના સર્વ બ્રાહ્મણો પોતાને ઘેરથી જે રસોઈ કરી હોય તે થાળમાં પૂરી વસ્ત્રથી ઢાંકી પવિત્રતાથી મંદિરમાં લાવેછે; ત્યાં મહારાજને નૈવેદ્ય ધરાવીને તે નૈવેદ્ય પોતાને ઘેર લઈ જાયછે; એમ દરરોજ નૈવેદ્ય ધરાવાનો ચાલછે, દર માસે અજવાળી એકાદશી પર જાત્રા ભરાયછે ત્યાં ઘણાં માણસો દર્શનને આવેછે. ત્યાં શબ્દ એટલે મોટા શબ્દથી ભજન કરેછે, તથા હરદાસની કથાનો ો ચાલછે, તથા ભક્તલોકો એક હાથમાં તંબુરો ને બીજા હાથમાં તાલ તથા પગે ઘુઘરા બાંધી નાચેછે, ફરેછે ને લોકોને ઉપદેશ કરેછે તથા મંડળીઓ હાથમાં ધજાઓ લઈ ફરેછે, ને પરસ્પર લોકોમાં નામ સ્મરણ મોટા ઘાંટા કાઢીને કરવાનો ચાલછે; ને તેજ નામ સ્મરણ કરવું એ કળિયુગમાં મુખ્યછે, એમ માનેછે. જે વિઠ્ઠલ

વિઠ્ઠલ એવો મોટો ઘાંટો કાઢીને ભજન કરેછે તથા "જય જય વિઠ્ઠ-બા રૂક્મૈયે" એ નામનું ભજન કરવાની બહુ ચાલછે. શ્રી વિઠ્ઠલ-નાથજીની સ્તુતિ તથા વર્ણનના કેટલાક શ્લોક અત્રે લખ્યાછે.

## श्लोक

विशालल्लोललोचनं भवाब्धिभीतिमोचनम् ।
विशुद्धकौस्तुभंमणिं स्वकीयवक्षसिप्रभुम् ॥
धरन्तमादिकारकं पपुंचविश्वहारकम्।
नमामिदीनवत्सलं हरिंकृपालुविठ्ठलम्॥१॥
अमन्दमञ्जुगुञ्जनं मुनीन्द्रयोगभञ्जनम्।
निनादयंतमद्भुतं सुवेणुमिन्द्रसंस्तुतम् ॥
स्वभक्तपक्षरक्षकंविपक्षपक्षभक्षकम्।नमामिदीन। २
पुरेदृशीतनुर्धृतानमुक्तिदेतिदर्शकम् ।
करद्वयंकटिस्थलेदधानमीड्यमीश्वरम् ॥
नवीनमेघमण्डलीमनोहरंपरंवरम्।नमामिदीन०३
जनिच्छिदंजराच्छिदंमृतिच्छिदंतमच्छिदम् ।
भिदाच्छिदन्तकच्छिदंसुरेशाद्रिदृच्छिदाच्छिदम्॥४
कलिन्दनन्दिनीतटेप्रसारितातिचातुरिम् ।
नमामिदीन०॥४॥
निलिम्पवृंददुःखभिन्नदीविधौतपादकम् ।
विभातरत्नमौक्तिकादिभाविभातपीठकम् ॥

नखप्रभादिलाञ्छितेंदुशालिपूज्यमीश्वरम्
नमामिदीन०॥५॥
सुपाण्डुरंगपंचकंसुरारिकीर्तिमंचकम् ।
पठेत्कृपालुविठ्ठलंहृदिस्मरन्नुवोनिर्मलम् ॥
हरेश्वताण्डवेरतोगतागताद्विनिर्गतो ॥
भवेद्ववाब्धिमुत्तरन्नरोवरोनवोचिरात् ॥६॥

વિઠ્ઠલનાથજીથી આગળ દક્ષિણ દેશમાં રામેશ્વરની યાત્રાએ જે લોકો જાય તેમને જાણવા લાયક હકીકત અત્રે લખીછે.

દક્ષિણ યાત્રાએ જવું ત્યાં આમલી અવશ્ય યાત્રાવાળા લોકોએ ખાવી. ન ખાયતો પ્રકૃતિ સારી રહેતી નથી.

દક્ષિણ દેશમાં આસો મહિનાથી વરસાદ વરસેછે માટે માર્ગશીર્ષ માસમાં જે યાત્રાએ જાય તેને વરસાદથી બહુ હરકત થતી નથી તથાપિ મીણિયું તથા વરસાદની છત્રી રાખવી જરૂરનાછે. ત્યાંની સ્ત્રિયોને સોળ હાથની સાડી પહેરવાનો ચાલછે. ને ચોળી તથા ઘાઘરો પહેરવાનો ચાલ નથી ત્યાંના લોકો પુરૂષ માત્ર એક ધોતિયું ને એક ઓઢવાને ઉપરણો અથવા ધોતિયું રાખેછે, બંડી, અંગરખું,પાઘડી અથવાટોપી એમાંથી કાંઈપણ પહેરવાનો ચાલ નથી.

આ દક્ષિણ દેશમાં બારે માસમાં ટાઢ તો કદી વાતીજ નથી. ઉનાળામાં તાપ ઘણો પડેછે. ત્યાં કેળાં,નાળિયેર બહુ સસ્તાં મળેછે તથા પાન એક પૈસાનાં ૫૦ ઉપર મળેછે; ત્યાંના લોકોના શરીરનો રંગ ઘણે ભાગે કાળોછે. એ દેશમાં ચોખા, દાળ, આમલી, દહીં, છાશ, કઢી ને શાક, એટલી વસ્તુઓ નિત્ય ખવામાં વપરાયછે. બીજાં પકવાનો તથા ઘઉં બાજરી વિગેરેના કાંઈ પદાર્થ કરતા નથી ને ત્યાંના લોકો ઘઉં ખાવાથી માંદા પડેછે માટે તેના સામું જોતા નથી ગરીબ લોકોતો આમલીનું પાણી મરચાં ને મીઠુનાંખી ઉકાળીનેએકલા ભાત ભેગું ખાયછે, ત્યાં ચોખા બે જાતના મળેછે તેમાં એક જાડા

ને લાલ મળેછે. હમેશ તો તેજ ખાયછે ને બીજા ઝીણા મળેછે તે કોઈ વખત વાપરેછે. આપણા દેશ જેવા ઉત્તમ ચોખા દક્ષિણ દેશમાં મળતા નથી.

તહિં જે વિષ્ણુ તથા શિવજીનાં મંદિરો છે તે દેવને પણ ફક્ત લાલ ચોખા રાંધીને ધરાવેછે, કોઈ મંદિરમાં ૫ મણ, કોઇમાં ૧૦ મણ, કોઇમાં ૨૦ મણ, કોઇમાં ૫૦ મણ, એવી રીતે દરરોજ નૈવેદ્ય ધરાવીને સેવકમંડળી તે ભાતના ગોળા કરીને પોતાને ઘેર લઈ જાય છે, તથા સાધુ વિગેરેને પણ આપેછે.

એ દેશની સ્ત્રિયોનો એવો ચાલ છે કે સવારમાં ઉઠીને દાતણ વિગેરે કરીને પોતાના ઘરમાં વાસીદું વાળીને આંગણા આગળ વાસીદું વાળેછે પછી ઘરમાં તથા ઘરની બહાર ઓટલા ઉપર ને આંગણાની જગાએ ગાયનું છાણ તથા માટીનું પાણી જાડું કરીને રોજ છાંટીને જગા પવિત્ર કરેછે; બાદ ઘરનાં પગથિયાંની આસપાસ છાણ અથવા માટીની નાની ગોળીઓ ઉપર ફૂલ મૂકે છે. તેથી બહુ શોભા દેખાયછે. ને આંગણાની જગાએ ધોળા રંગનાં ચિત્ર કાઢે છે. તે દેશની સ્ત્રિયો ચિત્ર કાઢવામાં બહુ ચતુર હોયછે. પછી માથાના કેશમાં તેલ ઘાલીને ઓળી કરી કુવા, કુંડ, નદી અથવા તળાવ ઉપર જાયછે. ન્હાવા જતાં પહેલાં શરીરે તેલ ચોળીને એક હળદરનો ગાંઠીઓ લઇને ઉપર કહેલાં જળનાં સ્થાનકે જાય છે, ત્યાં પત્થર ઉપર હળદરનો ગાંઠીઓ ઘસીને મોઢે, પગે, છાતીએ, અને હાથે ચોળેછે. બાદ સ્નાન કરી જે વસ્ત્ર પ્રથમ પહેરેલું હોય તેનું તેજ એકજ વસ્ત્ર ભીનું ને ભીનું પહેરીને એક ગાગર પાણી ભરીને પોતાને ઘેર આવેછે, પછી પવિત્રતાથી સુકવેલી સાડી પહેરેછે. એવું દરરોજ કરેછે; તે દેશનો એ નિત્ય ચાલ છે એવું સમજવું.

વિઠ્ઠલનાથજીથી મોહોરનું સ્ટેશન ૧૨ ગાઉ છે ત્યાં બળદગાડીથી જવાયછે ત્યાંથી કૃષ્ણ ગંગા સુધીનું રેલવે ભાડું ૩ ૨-૨-૬ લેછે, ત્યાં શ્રાદ્ધ થાય છે; તે કન્યારાશીનો બૃહસ્પતિ હોય તે વખતે તેમાં સ્નાનનું માહાત્મ્ય ઘણું લખેછે. વળી કેટલાક લોકો તો જ્યાં સુધી કન્યાગત બૃહસ્પતિ રહેછે ત્યાં સુધી ત્યાં વાસ કરેછે. ત્યાં દાન

પુણ્યનું બહુ ફળ લખ્યુંછે: અહિંથી રામેશ્વરમાં રહેનારા ગોરનો ગુમાસ્તો મળેછે ને તે યાત્રિકોના સંગમાં પોતાના ખર્ચથી રામેશ્વરસુધી જાયછે તે ગુમાસ્તાને તે દેશની ભાષા તથા આપણી ભાષા આવડેછે માટે તેને સાથે રાખવાથી ઠીક પડેછે. વળી રામેશ્વરના માર્ગમાં બીજી જાત્રાઓ કેટલીક રેલવે સ્ટેશનના સંબંધમાં આવેછે; ને કેટલીક બળદ ગાડીથી જવાય છે; માટે તે ગુમાસ્તો ભોમિયો હોવાથી તેને સર્વે જાત્રાઓનાં સ્થાનકોમાં સાથે રાખવો એ જરૂરનું છે. તે પોતાની ગરજે સાથે આવે છે પણ યજમાનને એ ગુમાસ્તો એવું સમજાવેછે કે બીજી યાત્રાઓ વળતી વખતે કરજો ને પ્રથમ રામેશ્વરનાં દર્શન કરવા ચાલો ને પછી તમારી સાથે પાછા વળતીં વખતે હું આવીશ ને સર્વ બાકીની યાત્રાઓ કરાવીશ. એવી રીતે કહીને પછી યજમાનની સાથે આવતો નથી માટે પ્રથમ સર્વ જાત્રાઓ કરીને છેવટે રામેશ્વર જાય તો તે ગુમાસ્તો સાથે હોવાથી ઠીક પડે છે.

કૃષ્ણગંગાથી ત્રિપતીના સ્ટેશન સુધીનું રેલવે ભાડું રૂ ૩-૦-૯ છે. સ્ટેશનથી ત્રિપતી ગામ ૩ ગાઉછે; ગામમાં રામચંદ્રજીનું મંદિર છે. તથા ગોવીંદ રાજ શેષસાયનું મોટું મંદીર છે તેમાં ધાતુની ઘણી મોટી મૂર્તિ છે. તેજ મંદિરમાં લક્ષ્મીજીનું જુદું નાનું મંદિરછે. તથા એક વિદ્યાશાળા છે, તેમાં વ્યાકરણ, ન્યાય તથા વેદ ભણાવેછે, ને વ્યાકરણના ગુરૂ કાવ્ય પણ ભણાવેછે. પંડિતોના પગાર વિગેરેનો ખરચ શ્રી બાલાજીના મંદિરના ઉપરી મહાંત બાવાજી તરફથી મળેછે; ગામમાં બીજું લક્ષ્મીજીનું સ્વતંત્ર મોટું મંદિર પણ છે. પહાડમાંથી જળની મોટી ધારાઓ પડેછે. તેને કપિલ ધારા કહેછે. તે ધોધવાથી એક કુંડ ભરાય છે તે કુંડ મોટો છે; તથા તેમાં સ્નાનનું મહાત્મ્ય બહુ લખ્યુંછે. ત્યાં શ્રાદ્ધ પણ થાયછે. કુંડ ઉપર કપિલેશ્વર મહાદેવનું મંદિર છે તથા કપિલ ઋષિની મૂર્તિછે એને કપિલ તીર્થ કહેછે. ત્રિપતી ગામ મૂક્યા પછી ૭ ગાઉ ચઢાવનો પર્વત આવેછે. તેમાં પગથિયાં કેટલાંક ચઢવાનાં છે તથા કેટલોક રસ્તો સડક જેવોછે, બાદ પહાડમાં ઉતરવાનાં પગથિયાં આવેછે, પ-

છી ચઢવાનાં છે. તે પર્વત ઊપર બાલાજીનું મોટું મંદિર છે, ત્યાં મોદીની દુકાનો છે ત્યાંથી સીધું વગેરે યાત્રાળુ લોક વેચાથી લેછે, ત્યાં કેટલાક મનુષ્યો રહેછે. બાલાજીની મૂર્તિ મોટી છે તથા તેમનાં દર્શન વેગળેથી થાયછે ને પુજારી સિવાય કોઈને અડવા દેતા નથી. તહિં ખીચડી ભાત વિગેરેનું નૈવેદ્ય દેવને ધરાય છે તે પ્રસાદ તહિંના પુજારી વિગેરે રામાનુજ સંપ્રદાયના બ્રાહ્મણો વેચી ખાયછે. ડુંગર ઉપર પાપ વિમોચની નદી છે; તેમાં પાપી પુરૂષ સ્નાન કરેછે તો પછી તેનું પાણી મેલું દેખાયછે ને ધર્માત્મા સ્નાન કરેછે તો પછી પાણી સફેદ દેખાય છે. ત્યાં આકાશ ગંગાછે; બલાજીના મંદિર પાસે ચક્રધારા તીર્થ એ નામનો એક મોટો કુંડ છે તેનું જળ સફેદ છે. ત્યાં પાંડવ ગંગા પણ છે; તે દેશના લોકો બાલાજીની બાધાના નિમિત્તથી ત્યાં બાધા ઉતારવા આવેછે; બાધા નિમિત્તે તે દેશના પુરૂષ તેમજ કુંવારી, પરણેલી, રાંડેલી સ્ત્રી તથા બાળબચ્ચાં સૌ સર્વે માથાના કેશ મુંડાવી નાંખેછે. તે પહાડ ઉપર દેવની સામીપ્યમાં બારે માસ લગ્ન થાયછે; કોઈ મનુષ્યને લગ્નના માસ સિવાય બીજા માસમાં અગત્યથી લગ્ન કરવું હોય તો કરાયછે. એનો બાધ નથી. તેનું પ્રમાણ ધર્મશાસ્ત્રમાં લખ્યુંછે. એ પહાડ ઉપર ચઢવાને અશક્ત માણસ હોય તેને ભાડે ડોળીઓ મળે છે.

બાલાજીથી દક્ષિણ બાજુએ રામેશ્વરને રસ્તે બાર ગાઉ બળદ ગાડીએ જતાં કુમાર સ્વામિની યાત્રા છે. પહાડમાં મોટા મંદિરમાં કુમારસ્વામીની મોટી મૂર્તિ છે તે કૃષ્ણવર્ણની તેજસ્વી છે તેનાં સ્ત્રિયોને દર્શન થતાં નથી.

ત્રિપતીના સ્ટેશનથી શિવકાંચી સુધીનું રેલવે ભાડું ૩૦-૧૦ લે છે; શિવકાંચીમાં મહાદેવજી પૃથ્વીમય છે.*

શિવકાંચીથી ૨॥ કોસ તેજ શહેરમાં વિષ્ણુકાંચી છે; ને એક મોટુ મંદિર છે; તેના મેડા ઉપરે વરદરાજ એ નામની ભગ-

---

* પૃથ્વી, જળ, તેજ, વાયુ, ને આકાશ એ પાંચ મહાભૂત ગણાય છે. ભિન્ન ભિન્ન સ્થળમાં ભિન્ન ભિન્ન પંચમહાભૂત સ્વરૂપમય શિવલિંગ જળાધારી સહિત હોયછે, આ પૃથ્વીમય છે.

વાનની ચારભુજાની મૂર્તિ છે. તેમના પુજારી રામાનુજ સંપ્રદાયવાળા બ્રાહ્મણો છે. તેજ મંદિરમાં લક્ષ્મીજી નૃસિંહજીની મૂર્તિઓ છે. વિષ્ણુકાંચીમાં મંદિરથી થોડેક દૂર વેગવતી એ નામની નદી છે. નદીના સામે કિનારે મહાપ્રભુજીની બેઠક છે. શિવકાંચી તથા વિષ્ણુકાંચી, એ સાતપુરીમાની એક પુરી છે. તેનાં દર્શનથી મોક્ષ થાય છે. તે વિષે એક શ્લોક અત્રે લખ્યો છે.

## श्लोक

अयोध्यामथुरामायाकाशीकांचीअवन्तिका।
पुरीद्वारामतीचैवसप्तैतेमोक्षदायकाः॥१॥

અર્થ—અયોધ્યા, મથુરા, હરદ્વાર, કાશી, કાંચી, ઉજણ, દ્વારકા, એ સાત પુરી કહેવાય છે તેની યાત્રા કરવાથી મોક્ષ થાયછે.

શિવકાંચીમાં અમરેશ્વર એ નામના પૃથ્વીમય શિવજીનું મોટું મંદિર છે તેમાં ચારે તરફ પ્રદક્ષિણામાં જળાધારી સહિત શિવલિંગ જોડે જોડે ઘણાં છે. તે પ્રદક્ષિણા પુરી થાય ત્યાં સુધી શિવજીનાં દર્શન થાયછે તથા ૬૪ જોગણીઓની મૂર્તિઓ છે તથા એક મોટું શિવલિંગ છે. તે લિંગ ઉપર ઘણાં શિવલિંગ છે તેને કોટીલિંગ કહે છે. તેમાં પીઢીઓ ઘણોજ મોટો છે. એ અમરેશ્વરનું શિવલિંગ વાલુકાનું છે તથા કૃષ્ણવર્ણ છે. તેમનું પૂજન જળથી થતું નથી. જળાધારી ઉપર પૂજન વિધિપૂર્વક થાયછે, તથા તેમની પછાડી ગોખલામાં અંબિકા સહિત શિવજીની મૂર્તિ છે. એ શિવાલયની પાછળ એજ મંદિરમાં આંબાનું મોટું વૃક્ષ છે. તેની ચાર શાખા ચાર વેદરૂપે છે. તે શાખાઓ ઉપર ફળ જુદા જુદા આકારેવાળાં તથા જુદા જુદા સ્વાદવાળાં થાયછે એવું ત્યાંના બ્રાહ્મણો કહેછે. ...ણા વર્ષનું પ્રાચીન આમ્રવૃક્ષ છે. તે આંબાના વૃક્ષ નીચેથી અ...રેશ્વર મહાદેવજી પ્રગટ થયા છે. અમરેશ્વરજીના મંદિરમાં બાજુ...ક નાનું મંદિર છે. તેમાં શિવજી તથા પાર્વતીજીની મૂર્તિઓ ...તુની છે તેને ૧ભોગમૂર્તિ માનેછે તેની પંચામૃતથી વિધિપૂર્વક

૧ ડાકોરજીના મંદિરમાં મોટી મૂર્તિ રણછોડજીની રહેછે તે સ્થિર હોયછે. તથા એક લાલજી એ નામની ધાતુની નાની મૂર્તિ રહેછે તેને પારણામાં ઝુલાવે છે. હિંડોળામાં બેસારે છે વિગેરે ભોગ કરાવે છે તેને ભોગમૂર્તિ કહેછે.

પૂજા થાયછે. તે ચર છે. તેનો વરઘોડો ઓચ્છવના દિવસમાં પાલખી વિગેરેમાં પધરાવીને ચઢાવેછે તથા વિધિપૂર્વક ઓચ્છવ કરેછે.

ત્યાં ૭ વારના સાત કુંડ મોટા તળાવ જેવા છે. તેમાં સર્વે લોકો સ્નાન કરેછે. તેમાં શનીવારેના કુંડનું નામ સર્વ તીર્થ છે. તે ઉપર શ્રાદ્ધ થાયછે. એ કુંડનું મહાત્મ્ય બીજા કુંડો કરતાં વધારે છે. ગામમાં ૧૮ બાલાજીનાં મંદિર પ્રથક્ પ્રથક્ છે તથા ૧૦૮ શિવાલયછે.

# अमरेश्वर महादेवजीनी स्तुति विशे.

## श्लोक

मूलेचूतमहीरुहस्यनिवसन्मूलंजगत्सम्पदां
मोहापायरसायनंप्रणवतांमुग्धेंदुचूडामणिः॥
कामाक्षीकठिनस्तनाङ्कितवपुर्व्याख्यातकामागमः
कल्याणंसततंकरोतिभगवान्काञ्चीपुरीनायकः१

શિવકાંચીમાં એક કામાક્ષી દેવીનું મોટું મંદીર છે તે દેવીની પાસે એક ગોળ કુંડ જેવું કરેલું છે; તેમાં શાળીગ્રામ શિલા ઉપર શ્રીયંત્ર છે. તેની પૂજા ત્યાંનો પૂજારી વિધિપૂર્વક કરેછે.

શિવકાંચીથી ચંગલપેટના સ્ટેશન સુધીનું રેલવે ભાડું ૩૦-૪-૦ પડેછે. ત્યાંથી ૫ ગાઉ પક્ષી તીર્થછે ત્યાં બળદ ગાડીમાં બેસીને જવાયછે. ત્યાંથી ૫૦૦ પગથિયાં ચઢીને પર્વત ઉપર પક્ષીનાં દર્શન થાયછે. દરરોજ મધ્યાન્હે બે પક્ષી આવેછે. તે સમડીના જેવડ મોટાંછે. ધોળાં તથા કાળા રંગના છાંટાવાળાંછે ને તેઓ ઘણા વર્ષથી બરાબર વખતે આવેછે. તેમનો સેવક એક બાવો તે પ ઉપર ભોજન કરાવેછે, તેની કથાના પાંચ અધ્યાયછે. તેના મહાત્મ્યમાં કહેછેકે એ બે ઋષિછે. તેમને શાપ થયોછે. કળિયુગન અંતમાં કલંકી અવતાર ભગવાન ધારણ કરશે ત્યારે પક્ષીને શાપથી મુક્ત કરશે એવું ત્યાંના બ્રાહ્મણો કહેછે ને તે પક્ષીએ જાત્રાળુ લોકો દર્શન કરેછે. તે પક્ષીઓ પર્વત ઉપર ભોજન

સુધી એક મટી પર્યન્ત રહેછે પછી ઉડી જાયછે. તથા તે પર્વતની નીચે ગામછે ત્યાં એક કુંડછે તેનું નામ શંખ તીર્થ છે. તેમાંથી ૧૨ વર્ષે એક શંખ નીકળે છે. ત્યાં ગામમાં બીજાં શિવજીનાં તથા વિષ્ણુનાં મંદિરો છે. ત્યાં બ્રાહ્મણોની વસ્તી વિશેષ છે. ને વેદ ભણવાનો ચાલ ઘણો છે.

પક્ષી તીર્થથી મિધ અર્જુનની યાત્રા ૧૨ ગાઉ છે. ત્યાં એક શહેર છે. તેમાં એક મોટા મંદિરમાં અર્જુનની મૂર્તિ છે. ગાંડીવ ધનુષ્ય હાથમાં રાખેલું છે.

ગામની નજીક એક મોટું તળાવ છે ગામથી થોડે છેટે ગોદાવરીનો એક ભાગ નહેરરૂપે વહે છે.

પક્ષી તીર્થથી ચંગલપેઠનું સ્ટેશન ૫ ગાઉ છે. ત્યાં બળદગાડીમાં બેસીને જવાય છે. ત્યાંથી શ્રીરંગજી સુધીનું રેલવે ભાડું ૩૨-૪-૦ છે. શ્રીરંગજીના સ્ટેશનથી ત્રણ ગાઉ શ્રીરંગજીનું મંદિર છે ત્યાં બળદગાડીમાં બેસીને જવાય છે. શ્રીરંગજીનું મંદિર ઘણું મોટું છે. તેને પાંચ દરવાજાછે. ને એક હજાર થાંભલાનો મંડપછે. મંદિરમાં કાપડ, વાસણ, ફળ, ફળાદિક, શાક, ભાજી વિગેરેની બધી દુકાનો છે મંદિરમાં એક બાજુએ પુષ્કરિણી ગંગાનો કુંડ છે. શ્રીરંગજી ભગવાન કૃષ્ણવર્ણ છે. શાળિગ્રામ શિલાની તેજપુંજ મૂર્તિ છે. ભગવાને શેષ ઉપર શયન કરેલુંછે. તેમને કિનખાબના ડગલાનો પોશાક ધારણ કરાવે છે. લક્ષ્મીજીનું મંદિર શ્રીરંગજીના દેવળની પાસે જાદું છે. તેમાં લક્ષ્મીજીની મૂર્તિ શાળિગ્રામ શિલામય કૃષ્ણવર્ણ તેજસ્વી છે. શ્રીરંગજીની ભોગ મૂર્તિ જાદી છે. તે ચર છે. મહોચ્છવમાં તથા રોજ વિધિપૂર્વક ભોગ મૂર્તિનું પૂજન કરે છે. ત્યાં વૈકુંઠ ચૌદશ નો મોટો મેળો ભરાય છે. એ શહેર મોટું છે. ત્યાં માર્ગશીર્ષ માસે કેરીઓ મળે છે. મંદિરમાં ગરૂડજીની મૂર્તિ બહુજ મોટી છે.

શ્રીરંગજીના મંદીરથી ૧॥ ગાઉ ઉપર તેજ શહેરમાં જંબુકેશ્વર દેવનું મોટું મંદિર છે. તથા એક જાંબુડાનું બહુજ મોટું પ્રાચીન ઝાડછે. થડ ઘણું જાડું છે. તેની નીચે જંબુકેશ્વર મહાદેવજીનું મંદિર છે. ત્યાં ભૈરવની મૂર્તિનાં દર્શન થાય છે. એ જંબુકેશ્વર મહા-

દેવજીના મંદિરની સમીપમાં ચારે પાસ કાવેરી નદીનું જળ વહેછે. તેથી તેઓ આપોમય એટલે જળમય મનાય છે. આ શહેરમાં કાવેરીનો પટ ઘણો મોટો છે. તે નદીના બે ભાગ છે. તેમાં એક ભાગને ઉત્તર કાવેરી કહે છે ને બીજાને દક્ષિણ કાવેરી કહે છે. તેમાં એકવાર સ્નાન કરવાથી મોક્ષ થાય છે. એવું શાસ્ત્રમાં કહે છે. તે નદી ઉપર પત્થરનો પુલ બાંધ્યો છે. તે ઉપર ગાડી ઘોડા, તથા માણસોનો રસ્તો છે.

શ્રીરંગજીથી મદુરા શહેર સુધીનું રેલવે ભાડું રૂ ૧-૦-૦ લેછે. તે શહેરમાં સુંદરેશ્વર મહાદેવજીનું મોટું મંદિર છે. તથા મીનાક્ષી દેવીનું મોટું મંદિરછે. ને માતાજીના મંદિરમાં લોકો કાપડ વિગેરેની દુકાનો માંડેછે. એમાં એક કુંડછે તેને ચંદ્રપુષ્કરિણી કહેછે. એ મંદિરનું શિખર સુવર્ણનાં પત્રાંથી મઢેલું છે. તથા તે મંદિરની ભીંતોમાં ઘણીજ સુંદર જોવાલાયક ચિત્રની મૂર્તિઓ છે. તેમાં ભારત યુદ્ધનું ચિત્ર તથા દેવી દૈત્યના યુદ્ધનાં ચિત્રો ઘણાં ચીતરેલાં છે. એ શહેરમાં મુસાફર લોકોને ઉતરવાની ધર્મશાળા છે. તેની પાસે વેગવતી નામની નદી છે. અહિંથી રામેશ્વર ૬૦ ગાઉછે. ત્યાં જતાં રસ્તામાં સીધું સામાન સારાં મળતાં નથી માટે મદુરાથી લેવાં પડેછે. તથા ઘી ભરવા સારૂ લોઢાના ડબા મળેછે તે લઈ તેમાં પોતાની ખરચી પ્રમાણે ઘી પણ ભરી લેવું પડેછે.

મદુરા શહેરથી ૧૨ ગાઉ ઉત્તર તરફ અલગર્જની યાત્રા છે તે વિષ્ણુનો અંશાવતાર છે. પહાડની નીચે મોટા મંદિરમાં તેમની મોટી મૂર્તિછે. ને પહાડ ઉપર શિવગંગા તથા વિષ્ણુગંગા જૂદી વહે છે. શ્રી રામચંદ્રજીએ રાવણને જીતીને પાછા આવી આ ઠેકાણે સર્વસેનાં સુદ્ધાં મુકામ કરી સૈન્યને પોતપોતાને ઘેર જવા રજા આપી હતી. રામચંદ્રજી પોતે સીતા લક્ષ્મણ ને હનુમાનજીની સાથે પ્રસંનતાથી સ્થાનકે રહ્યા હતા. અહિં રામચંદ્રજીનું મોટું મંદિરછે. તેમાં સીતા લક્ષ્મણ ને હનુમાનજીની મૂર્તિઓછે. ત્યાં યુદ્ધ થઈ રહ્યા ... ના શસ્ત્ર ઘણાં જૂનાં મૂકી રાખેલાં છે. મંદિર પાસે કુંડ છે. મદુરા શહેરથી શ્રી રામેશ્વર જતાં ૫૪ ગાઉ ઉપર એક હરબોલા નામની સમુદ્રની ખાડી આવે છે. ત્યાં સુધી બળદ ગાડીમાં જવાય છે. એ

ખાડી ત્રણ ગાઉની છે. તેમાં વહાણમાં બેસી સામે કિનારે જવાય છે. ને સમુદ્રના કાંઠા પાસે થોડેક દૂર એક ધર્મશાળા છે. તેમાં મુકામ થાયછે. તેના સામે એક મીઠા પાણીનો કુંડ છે. તેમાંથી પાણી બહાર ભરીને ન્હાવાના કામમાં તથા પીવાના કામમાં વાપરવા દેછે ને ત્યાં એક સરકારી સિપાઈ બેસેછે. તે કુંડમાં ન્હાવા દેતો નથી. ત્યાંથી રામેશ્વર ૪ ગાઉછે. ત્યાં સડક છે તે પગરસ્તે જવાય છે. ત્યાં ભાડાના ઘોડા ઘણા મળેછે. ગાડી કોઈ વખતે મળેછે.

રામેશ્વરનું મંદિર ઘણું મોટુંછે. તેને પૂર્વ દક્ષિણ, ઉત્તર એ ત્રણ દિશાના દરવાજા છે. તેમાં પ્રત્યેક દિશામાં એક પછી એક એવી રીતે પાંચ ખંડના પાંચ દરવાજા છે. તેમાં પાંચમે દરવાજે રામેશ્વરનું મુખ્ય મંદિર છે. તેનું પૂર્વ દિશાનું દ્વાર છે. રામેશ્વરનું બાણ વેળુનું છે, તથા કૃષ્ણવર્ણ છે. જળાધારી ચાર ખૂણાવાળી તથા ઉત્તર દિશાના મુખની છે. તે મુખ્ય મંદિરની બહાર જમણે હાથ રામ, સીતા, સુગ્રીવ, લક્ષ્મણ અને હનુમાનની ધાતુની મૂર્તિઓ છે. તથા ડાબે હાથ એક સિંહાસન ઉપર જટાશંકર એ નામના શિવ અને પાર્વતીની ધાતુની મૂર્તિઓ છે.

રામેશ્વરના મંદિરમાં એક દરવાજામાં પેઠા પછી સામે પૂર્વ તરફના બીજા દરવાજામાં પ્રથમ સન્મુખ વલ્લભગણેશ એ નામની એક મોટી ગણપતિની મૂર્તિ ઓરડીમાં બિરાજેલી છે. ત્યાંથી પ્રદક્ષણા કરવામાં ડાબાહાથ તરફ કોટિલિંગ શિવજી છે. એક બાણ પર ઘણાં શિવલિંગ છે. તેને કોટિલિંગ કહેછે. તેમનું પૂજન પાત્રાલોકોથી કરાય છે. તેની પાસે કાળભૈરવનું મંદિર છે. ત્યાંથી ક્ષિણ[illegible]ાં પાતાળેશ્વર મહાદેવ આવેછે તથા હનુમાનજીનું [illegible]વેછે તેમની સમીપમાં હનુમંત્તેશ્વર મહાદેવછે. તેમનું [illegible]થી રીતે સ્થાપન થયું એ વિષે થોડીક કથા છે, તે આગળ વિ[illegible]યની કથામાં લખીછે. ત્યાંથી આગળ ગણપતિનું મંદિર છે રામે[illegible]. મંદિરમાં જતાં જમણા હાથ તરફ કાર્તિક સ્વામીનું મંદિર છે. રામેશ્વરના સન્મુખ નંદિકેશ્વર છે તે ઘણાજ મોટા છે તે નંદિની પાસે રત્નાગર તથા મહોદધિ એ બે સમુદ્રની મૂર્તિઓ છે. નંદિના પછવાડે સુવર્ણથી મઢેલો ૪૦ હાથ ઊંચો થાંભલોછે. ત્યાંથી

નાના દરવાજામાં થઇને નંદીકેશ્વરના સન્મુખ રામેશ્વરના મુખ્ય મંદિરમાં જવાય છે. રામેશ્વરના મુખ્ય મંદિરમાં ડાબી તરફ ગણપતિની ધાતુની મૂર્તિછે. મંદિરના દક્ષિણ તરફ ૩૩ કરોડ દેવતાઓની મૂર્તિઓછે. દક્ષિણા મૂર્તિ શિવજી છે તથા શ્યામવર્ણ બૃહસ્પતિની મૂર્તિ છે. તેની આગળ રામેશ્વરની ધાતુની ભોગ મૂર્તિછે. તેમની સમીપમાં ભવાની તથા ગંગાજીની મૂર્તિઓ ધાતુની છે. તેની અગાડી ગૌરીશંકરની મૂર્તિ ધાતુની છે. તેમની અગાડી જૂદા નાના મંદિરમાં કાશીવિશ્વનાથનું લિંગ જગાધારી સુદ્ધાં છે. તે પૂર્વાભિમુખ છે. તેમનું બાણ શી રીતે અત્રે સ્થાપન થયું એ વિષે એક નાની કથા છે તે અત્રે પ્રસંગથી લખી છે.

## કથા.

રામચંદ્રજીએ રામેશ્વરનું સ્થાપન કરવા સારૂ પોતાના ગુરૂ વસિષ્ઠ મુનીને મુહૂર્ત પૂછ્યું. ત્યારે વસિષ્ઠ મુનીએ ઉત્તમોત્તમ મુહૂર્ત કાઢી આપ્યું. બાદ રામચંદ્રજીએ બાણ લાવવા સારૂ હનુમાનજીને આજ્ઞા કરી કે કાશીમાં જઈ વિશ્વનાથ પાસેથી એક બાણ માગી લાવો. તે સાંભળી હનુમાનજી લેવા ગયા. ત્યાંથી લઈ આવતાં હનુમાનજીને ઘણી વાર લાગી ને અહિં મુહૂર્તનો દિવસ પ્રાપ્ત થયો ત્યારે રામચંદ્રજીએ વસિષ્ઠ મુનીને પૂછ્યું કે, બાણ હજુ આવ્યું નહિ ને મુહૂર્તનો દિવસ આવ્યો, ત્યારે મુનીએ કહ્યું કે તમે વેળુનું બાણ કરો તેમાં હું મંત્રથી કાઠિન્ય મૂકું છું. ને તેની સ્થાપના કરો કેમકે આવું મુહૂર્ત ફરીથી નહિ મળે, તે સાંભળી રામચંદ્રજીએ તે પ્રમાણે રામેશ્વરની સ્થાપના કરી બાદ હનુમાનજી એકને બદલે બાણ લઇને આવ્યા ને અત્રે સ્થાપના થએલી જોઇ ઘણા દીલગ થયા. ને રામચંદ્રજીને કહેવા લાગ્યા કે આવી રીતે કરવું હતું મને શું કરવા કાશી મોકલ્યો હતો? ત્યારે તેમને રામચંદ્રજીએ કે તમે રીસ ન કરો ને તમારાં આણેલાં બાણની જૂદી સ્થા કરીશું તેમાં એક બાણ વિશ્વનાથના નામથી તથા એક તમે અહિં લાવ્યા માટે તમારા નામથી એટલે હનુમંતેશ્વર એ નામથી સ્થાપન કરીશું તથા તેમને એવું વરદાન પણ આપ્યું કે વિશ્વનાથના બાણનાં પ્રથમ પૂજન કરશે બાદ રામેશ્વરનુ પૂજન કરશે તો તેની કરતા

સફળ થશે. એવું કહી હનુમાનજીને શાંત કર્યા બાદ શુભ મુહૂર્તમાં તે બાણની સ્થાપના કરી તે દિવસથી તે બાણ ઉપરના નામથી ઓળખાય છે.

વિશ્વનાથજીના મંદિરની પાસે અન્નપૂર્ણાજીનું નાનું મંદિર છે. પ્રદક્ષિણામાં વિભીષણનું સ્થાપિત જ્યોતિર્લિંગ છે. ત્યાર બાદ જટાશંકરની મૂર્તિ ધાતુની છે.

મંદિરમાં દક્ષિણના દરવાજા તરફ આદ્યશક્તિ પાર્વતીજીનું મોટું મંદિર છે. તેમાં પણ સ્તંભ ૪૦ હાથ ઉંચો સુવર્ણના પતરાંથી મઢેલો છે. પાર્વતીની મૂર્તિ સ્વયંભૂ છે તે સ્વયમેવ પોતે એકલાં તે મંદિરમાં બિરાજે છે તે મંદિરમાં જતાં જમણી તરફ કૈલાસ સુખ શય્યાનું નાનું મંદિર છે. તેમાં આદ્યશક્તિ પાર્વતીની સુવર્ણમય મૂર્તિ ૧૦ હજાર રૂપિયાની છે. તે રૂપે મઢેલા હિંડોળા ઉપર બિરાજેલી છે. તેમાં મોટો એક કાચનો તકતો છે.

પ્રદક્ષિણામાં જતાં સંતાન ગણપતિ તથા સૌભાગ્ય ગણપતિની મૂર્તિ સ્વયંભૂ છે. પછી અનંત શયન શેષસાઇની મૂર્તિ છે. પછી ચંડિકાની મૂર્તિ આવે છે. બાદ કલ્યાણ સુંદર એ નામની દક્ષ પ્રજાપતિની મૂર્તિ આવે છે. તેમની અગાડી સેતુ માધવની મૂર્તિ આવે છે. તેમની સમીપમાં દશરથની મૂર્તિ છે. તેમની અગાડી નળ નીલ નામનાં શિવલિંગનાં દર્શન છે.

રામેશ્વરનું પૂજન કોઇને સ્પર્શ કરીને કરવા દેતા નથી. કેવળ વેગળેથી દર્શન માત્ર થાયછે. રામેશ્વર મહાદેવજી ઉપર ગંગાજળ ચઢાવવાનું બહુ પુણ્યફળ છે. તેથી સાધુ વિગેરે ગંગોત્રીની કાવડો લાવીને રામેશ્વરને પૂજારી પાસે આપીને ચઢાવેછે. એક શીશી ભરેલી ગંગાજળ ચઢાવવાનો રૂ ૧-૪-૦ કર લેછે. તે કર સરકારજમાં થાયછે. ને સરકારી કારકુન મંદિરમાં રહેછે. તેની રજા થી થાય ત્યારે રામેશ્વરને ગંગોત્રી ચઢાવાય છે. ને ગોર લોકો તૈલંગી બ્રાહ્મણ હોયછે. તે વેદ ભણવામાં વિદ્વાન હોય છે. ને તે મહોર લોકો રૂપિયા ખરચીને બદ્રીનારાયણ, પ્રયાગ તથા હરદ્વારનું ગંગાજળ મંગાવી રાખેછે. તે યજમાનોને ઘી નાખી મેથું આપેછે. દિર ઠેકાણાવાળા લોકોને પોત પોતાની શક્તિ શ્રદ્ધા પ્રમાણે ગોર પાસેથી

ગંગાજળ જે સ્થળનું ચડાવવાની મરજી હોય તે સ્થળનું ગોર પાસે-થી વેચાથી લઈને ચઢાવવા મળેછે. તે એકલાને ચડાવવું હોય તો-પણ કરના રૂ ૧-૪-૦ ભરવા પડેછે. ને યાત્રાળુ લોકો સંપ કરીને પોતાની સાથવાળા દશ વીશ માણસનું ભેગું ગંગાજળ એક શીશીમાં ભરાવીને એકના નામથી ચડાવવાનું ધારે તો બધા વચે રૂ ૧-૪ ૦ કરના સરકારમાં ભરવા પડે. જો પોતે હરદ્વાર વિગેરેનું ગંગાજળ સાથે રામેશ્વરને ચડાવવા લઈ ગયેલ હોય તો તેને વેચાથી લેવાની જરૂર રહેતી નથી. તે લઈ ગયેલું ચડાવાય છે. બીજું બ્રાહ્મણ જાતિ પુરૂષને સરકારમાં રૂ ૧-૦-૦ એક રૂપિયો માણસ દીઠ ભરેતો ચીઠી કરી આપેછે તેથી રામેશ્વર મહાદેવજીના અંદર મંદિરમાં પ્રથમના દ્વાર સુધી જવા દેછે. તે દ્વાર આશરે ૧॥ ગજ રામેશ્વરના બાણથી દૂરછે. ત્યાં ઉભા રાખીને સારી પેઠે દર્શન કરાવેછે. ને બ્રાહ્મણના સિવાય કારકુનની મરજી પ્રમાણે કર લઈ ચીઠી કરી આપેછે ને બીજી વર્ણવાળાને જવા દેતા નથી ને કોઈને રામેશ્વર ઉપર રૂદ્રી વિગેરે અભિષેક પૂજનાદિક કરાવવું હોય તો ગોરની મારફતે થાયછે.

રામેશ્વરના બાણ ઉપર મધ્યાન્હ વખતે સુવર્ણનું રત્નજડીત મુખારવિંદ નામઈણ સહિત ધારણ કરાવેછે. તે મુખારવિંદ સહિત મહાદેવજીના દર્શન રાત્રીસુધી થાયછે. ને પ્રાતઃકાળથી મધ્યાન્હ સુધી ફકત બાણનાં દર્શન થાયછે. રામેશ્વરથી અડધા ગાઉ ઉપર ગંધમાદન પર્વત છે. તે ઉપર રામચંદ્રજીનાં પગલાંછે. તેને રામ ઝરૂખો કહેછે. તે પગલાંનું પૂજન દર્શન કરાય છે. આ ઠેકાણે એક તલાવ તીર્થરૂપછે. તેમાં સ્નાન કરવાનું મોટું માહાત્મ્ય લખેછે. રામ ઝરૂખા વિષે એક દુહો અત્રે લખ્યોછે.

દુહો.

राम झरुखे बेठकर, सबका मजरा लेतहै;
जैसि जनकी चाकरी, तैसातिसकुं देतहै॥१

રામેશ્વરના મંદિરમાં ૨૪ તીર્થ છે. તેમનાં નામ.

૧. પૂર્વને દરવાજે જતાં જમણી તરફ માધવતીર્થનો કું

પછી સેતુ માધવના મંદિરમાં ૫ પાંચ કુવાછે તેમાં ચાર હાથ ઉંડું જળછે. તે પાંચ કુવાઓનાં નામ.

૨ નલ તીર્થ, ૩ નીલ તીર્થ, ૪ ગવય તીર્થ, ૫ ગવાક્ષ તીર્થ, ૬ ગંધમાદન તીર્થ.

એવી રીતનાં ૬ તીર્થ થયાં ત્યાર બાદ બીજા ખંડની પ્રદક્ષિણામાં ઉત્તર તરફ ૭ કુવાછે તેમનાં નામ-૭ બ્રહ્મહત્યા વિમોચન તીર્થ, ૮ ગંગા તીર્થ, ૯ યમુનાં તીર્થ,૧૦ ગયા તીર્થ,૧૧ સૂર્ય પુષ્કરિણી તીર્થ,૧૨ ચંદ્ર પુષ્કરિણી તીર્થ, ૧૩ શંખ તીર્થ એવી રીતે ૧૩ કુલ થયાં.

હનુમાનજીની પાસે ત્રણ કુવાછે તેમનાં નામ. ૧૪ ગાયત્રી તીર્થ, ૧૫ સાવિત્રી તીર્થ, ૧૬ સરસ્વતી તીર્થ, એ નામનાં છે.

કુલ ૧૬ થયાં તેમની પાસે ગાયત્રી, સાવિત્રી, તથા સરસ્વતીની મૂર્તિઓ છે.

પછી હનુમાનજીના મંદિરની નજીક સમુદ્ર ઉપર જઇને સમુદ્રમાં સ્નાન કરવું તેને અગ્નિ તીર્થ કહેછે.તથા સમુદ્રના તટ ઉપર ઉજ્જયણ મહાંકાલેશ્વરનાં દર્શન છે. સમુદ્રથી ડાબી તરફ અગસ્તિ તીર્થનો કુંડછે. તેની સામે અગસ્ત ગણેશની મૂર્તિછે.

૧૭ અગ્નિ તીર્થ,૧૮ અગસ્તિ તીર્થ,પછી આ રીતે ૧૮ થયાં બાદ દક્ષિણ દરવાજે પેસતાં ડાબી તરફ-૧૯ લક્ષ્મીતીર્થનો કુંડછે. ત્યાં લક્ષ્મીજીની તેજસ્વી મૂર્તિછે. બીજી પ્રદક્ષિણામાં-૨૦ ચક્રતીર્થ એ નામનો કુવોછે. આદ્ય શક્તિ માતાજીના મંદિરમાં માતાજીના સામે-૨૧ શિવતીર્થનો કુંડ તથા મંદિરમાં-૨૨ સાધ્યામત તીર્થનો કુવો છે.

૨૩ રામેશ્વરના મંદિરમાં સર્વતીર્થ એ નામનો કુવોછે.

૨૪ અન્નપૂર્ણાની પાસે કોટી તીર્થ એ નામનો કુવોછે એ કુવાનું જળ રામેશ્વર વિગેરે દેવના સ્નાનમાં વપરાય છે. માટે તેને કુંચી વાસેલું રાખેછે.

યાત્રા સંપૂર્ણ કરીને જતી વખતે કોટીતીર્થના કુવામાંથી એક પાણી કાઢીને ત્યાંનો બ્રાહ્મણ નવરાવેછે. તથા મનુષ્ય દીઠ પૈસો લેછે. એ કુવે બીજા લોકને અડવા દેતા નથી.

એ કોટીતીર્થના જળથી સ્નાન કરે તેનું રામેશ્વરમાં જાણતાં અજાણતાં જે પાપ થયું હોય તે નાશ થાયછે. એવું રામેશ્વરના માહાત્મ્યમાં લખ્યું છે. રામેશ્વરના મંદિરથી બહાર થોડેક દૂર રામકુંડ, સીતાકુંડ તથા લક્ષ્મણ કુંડછે. તેમાં લક્ષ્મણ કુંડ ઉપર ક્ષૌરે કરાવીને તીર્થ વિધિ થાયછે. ક્ષૌરના રૂ ૦-૨-૦ લેછે. વિધવા પાસેથી એક આનો લેછે. ને વિધવાની હજામત તહિંના હજામની સ્ત્રીઓ કરેછે. રામેશ્વરના મંદિરમાં કેટલા દેવછે. તેમનું વર્ણન તથા રામેશ્વરાદિક દેવની સ્તુતિના શ્લોક અત્રે લખ્યા છે.

## શ્લોક

सुताम्रपर्णीजलराशियोगेनिबद्धसेतुंविशिखैरसंख्यैः
श्रीरामचन्द्रेणसमर्पितंतंरामेश्वराख्यंनियतंनमामि।१

सेतुमाधवविघ्नेशं चन्द्रशेखरभैरवम् ।
हनुमन्तंचविघ्नेशं नंदिकेशमुमापतिम् ॥२॥
दक्षिणामूर्तिपश्चात्सोमास्कन्धंतथैवच ॥
विश्वेश्वरं विशालाक्षं रत्नलिंगं विभीषणम् ॥३॥
अत्रपूर्वमहादेवं रामनाथं महेश्वरम् ॥
रामंचलक्ष्मणं चैव मेघश्यामसुदर्शनम्॥४॥
चण्डेशंषण्मुखं चैव देवींपर्वतवर्द्धिनीं ॥
कल्याणसुन्दरं लक्ष्मीं महाविष्णुमतःपरम् ॥५॥
त्रिकालंतुभजेन्नित्यं सर्वपापैःप्रमुच्यते ॥
श्रीसेतुवासंजगतांप्रसादं श्रीगंधमादन्यागिरिप्रसन्नं

मनोरथाऽपूर्णकालमेवंश्रीरामनाथंशरणंप्रपद्ये॥६
सेतोर्मध्येपर्वताग्रेपवित्रेगौर्यासाकंभ्राजमानंमहेशम्।
ज्योतीरूपंचन्द्रसूर्याग्निनेत्रंवंदेदेवंरामनाथंप्रसन्नम्॥७
दृष्ट्वातुरामेश्वरमेकदापितत्तोनमस्कृत्यभवंतमीशम्॥
पुनर्नगर्भेसनरःप्रजायात्प्राणप्रयाणेलभतेस्वरूपम्॥८
मातृतःपितृतश्चैवद्विकोटिकुलसंयुतः
कल्पत्रयंविष्णुपदे स्थित्वातत्रैवमुच्यते ॥९॥
तरूणरविविभासं सर्वलोकैकनाथम् ॥
रघुकुलपतिसेव्यं सर्वभाग्यप्रदंच ॥
अमरवरसुपूज्यंरामनाथंत्रिनेत्रं ॥
हृदयकमलमध्येसंततंचिन्तयामि ॥१०॥
प्रातःस्मरामिगिरिराजसुतांसुजानि॥*
श्रीगन्धमादनगिरींद्रनिवासशीलम् ॥
सुग्रीवसख्यरघुनाथवरप्रदानं।
श्रीसेतुमध्यनिलयं रघुवीरनाथम् ॥११॥
सेतुरामेश्वरंलिंगंगंधमादनपर्वतम् ॥
चिन्तयेन्मनुजोनित्यं पुनर्जन्मनविद्यते॥१२॥
श्रीचक्रंपरमेश्वरेणकाथितं वैतालपापापहम्।

---

* પાર્વતીજીનું નામછે

सीतामंगलवापिकामृतसरोब्राह्मयोहनूमत्सर:।१३।
आगस्त्यंरघुरामलक्ष्मणजटालक्ष्मीसर:पावका।।
चक्राख्यंशिवशंखतीर्थयमुनागंगागयाकोटय:१४
श्रीसाध्यामृतमानसाख्यमपरंश्रीमद्धनुष्कोट्यपि१५
गण्यन्तेपांसवोभूमौ गण्यन्तेदिवितारका:।।
सेतुदर्शनजंपुण्यं शेषेणापिनगण्यते ॥१६॥
रामेणयाकृतारेखाधनुषाक्षारसागरे ॥
मुक्तिस्तदर्शनादेवनजानेस्नानजंफलम् ॥१७॥
रघुवीरपदं न्यासपवित्रीकृतपांसवे ।
दशकण्ठशिरच्छेदहेतवेसेतवेनम:।।१८।।
सेतवेरामचन्द्रस्यमोक्षमार्गैकहेतवे ।
सीतायामानसांभोजभानवेसेतवेनम: ॥१९॥
सेतो सेतो शैल पाषाण वृक्षै:
सेतो सेतो त्वाष्ट्र बद्धोब्धि मध्ये ॥
सेतो सेतो रावणान्तैक हेतो:
सेतो सेतो रामसेतो नमस्ते ।।२०॥
नंदिकेशमहाभाग शिवध्यानपरायण ॥
रामनाथस्यसेवार्थमनुज्ञांदातुमर्हसि ।।२१॥

श्रीरामेश्वररामेणपूजितस्त्वंसनातन ॥
आज्ञांदेहिमहाभागपुनर्दर्शनमस्तुते ॥२२॥

રામેશ્વરની યાત્રામાં જે તીર્થો છે તેમાં સ્નાન કરતી વખતે તે તીર્થોનો ઉચ્ચાર કરી સંકલ્પ નીચે પ્રમાણે કરાવેછે.

## संकल्पः

उभयोःसागरयोर्मध्ये गन्धमादनपर्वते भास्कर क्षेत्रे काशिविश्वेश्वर रामेश्वर सेतुमाधव कालभैरव सीतारामलक्ष्मण भरतशत्रुघ्न हनुमत्समेत श्री रामचन्द्र स्वामी सन्निधौ अनाद्य विद्यया वासनया प्रवर्त्तमानेऽस्मिमन्हतिसंसारचक्रे विविधाभिःकर्मगतिभिर्विचित्रासु योनिषु पुनः पुनरेकधा जनित्वा केनापि पुण्यकर्मविशेषेणेदानीं तन्मानुष्ये द्विजन्म विशेषं प्राप्तवतः इहजन्मानि पूर्वजन्मानि जन्म जन्मनी जन्मान्तरेषु जन्मप्रभृत्येतत्क्षणपर्य्यन्तं बाल्य यौवन कौमार वार्द्धिकेषु जाग्रत्स्वप्न सुषुप्ति अवस्थासु मनोवाक्काय कर्मेंद्रिय व्यापारैश्च संभावितानां सर्वेषां पापानां सद्यःअपनोदन द्वारा श्रीपरमेश्वर प्रीत्यर्थं काकवंध्या कदलीवंध्या मृतवंध्या साक्षाद्वंध्या वंध्याचतुष्टय दोष निवारणार्थं अमुक तीर्थस्नान महंकरिष्ये ॥

રામેશ્વરથી ૮ ગાઉ ઉપર સમુદ્ર છે તેને ધનુઃકોટી તીર્થ કહે છે. ત્યાં બળદની ગાડીમાં જવાય છે. જતાં રસ્તામાં આશરે ૫ ગાઉ ઉપર એક ધર્મશાળા આવેછે ત્યાં કેટલાક યાત્રાળુ લોક રાત્રી રહેછે ને બીજે દિવસે સવારમાં ધનુઃકોટી જાય છે. ત્યાંથી સમુદ્રમાં રામચંદ્રજીએ બાંધેલા પુલનું દર્શન થાયછે. ત્યાં સમુદ્રમાં સ્નાન કરી કોરાં વસ્ત્ર પહેરી યજમાન ધનુષનું પૂજન કરેછે. તે ધનુષ ગોર પોતાને ઘેરથી સોનાનું બનાવેલું લાવે છે, તેનું પૂજન કરાવે છે. ને ત્યાં ગોદાન ભૂમિદાન વસ્ત્રદાનાદિક કરાય છે; ત્યાં પુણ્યદાનનું ફળ બહુ લખેછે.

સમુદ્રમાં સ્નાન કરતાં પહેલાં તેમાં એક પથરો નાખવો અથવા ખોબો ભરીને રેતી નાંખવી. તે નાખતી વખતે નીચે લખેલો શ્લોક ભણીને નાખવી એવું પુરાણમાં લખ્યું છે. તે નાંખ્યા પછી સ્નાન કરી ધનુષનું પૂજન કરવું.

## श्लोक

पिप्पलादिसमुत्पन्नेकृत्येलोकभयंकरे ॥
सैकतानिमयादत्तंआहारार्थप्रकल्पते ॥१॥

ધનુષનું પૂજન કરતી વખતે સ્ત્રી પુરૂષ બંનેને જોડે બેસાડી બંનેના વસ્ત્રના છેડાની ગાંઠ વાળે છેઃ બાદ પૂજન કરાવે છે. તે પછી દાન વિગેરે કરાવેછે. સમુદ્રની રેતીનું શિવલિંગ જળાધારી સુદ્ધાં સમુદ્રના તટ ઉપર બનાવી તેનું પૂજન કરવું, બાદ તેનું વિસર્જન કરી તેને સમુદ્રમાં પધરાવવું, બાદ ત્યાંનો બ્રાહ્મણ ગોર ત્રણ ખોબા ભરીને રેતી યજમાનોને આપેછે. કદાપિ યજમાનને રેતી વધારે લેવી હોય તો વધારે આપેછે. રામેશ્વરના મંદિરમાં સેતુ માધવનું મંદિર છે તે મહાવિષ્ણુના સમીપમાં તે રેતીના ત્રણ ભાગ કરીને તેની પૂજા કરાવેછે. પૂજા થઈ રહ્યા પછી એક ભાગ સેતુ માધવને અર્પણ કરાવેછે. ને બીજો ભાગ ગોર લે છે. તથા ત્રીજો ભાગ યજમાનને આપેછે. તે પોતાને ઘેર લાવેછે. તે રેતીને

પ્રયાગ તીર્થમાં જઇને વિધિપૂર્વક પૂજા કરીને ત્રિવેણીમાં નાખવાનો વિધિ છે. તે નાખવાનું બહુ પુણ્ય શાસ્ત્રમાં લખેછે. જેટલાં રેતીનાં પરમાણું હોય તેટલાં ગોદાનનું ફળ મળેછે.

રામેશ્વરથી ધનુઃકોટી જતાં ૭ ગાઉ ઉપર જટાયુ તીર્થનો કુંડ આવે છે તેમાં સ્નાન કરવાનું બહુ ફળ છે.

રામેશ્વરની યાત્રા પૂર્ણ કરી પાછા આવતાં રામેશ્વરથી ૧૮ ગાઉ ઉપર દર્ભસેન રામચંદ્રજીની યાત્રા છે ત્યાં બળદગાડીમાં બેસીને જવાય છે. ત્યાં દર્ભની શય્યા ઉપર સુતેલા શેષસાઈ રામચંદ્રજીનાં દર્શન છે. આ મંદિરમાં જગન્નાથજીનું મંદિર જુદું છે. રાવણ સાથે યુદ્ધ કરવા જવાના સમયની રામલક્ષ્મણ હનુમાનજીની મૂર્તિઓ છે.

બાદ જય મેળવીને રામચંદ્રજી પાછા આવ્યા તે વખતની સીતા સહિત પટ્ટાભિરામ એવા રામચંદ્રજીની તથા લક્ષ્મણ સમેત હનુમાનજીની મૂર્તિઓ પ્રસંન વદનયુક્ત બીજા મંદિરમાં છે.

ત્યાં સંતાન ગોપાળની મૂર્તિ તથા લક્ષ્મીજીનું જુદું મંદિર છે. ત્યાં પાંચ તીર્થ છે.

૧ રામતીર્થ એ નામનું એક તળાવ છે.

૨ ચક્રતીર્થ એ નામનું એક તળાવ છે.

૩ વરૂણ તીર્થ એ નામનો એક કુવોછે.

૪ અગસ્તિ તીર્થ એ નામનું એક તળાવ છે. તે ઉપર અગસ્ત ઋષિની એક મૂર્તિ છે. તેમને દૂધ ચઢાવેછે.

૫ સુમુદ્રતીર્થ ત્યાં સોનાના ધનુષની પૂજા ગોર કરાવે છે. તે ધનુષ ગોર પોતાને ઘેરથી લાવેછે.

હરઓલાની ખાડીથી ૧૨ ગાઉ ઉપર નવપાષાણની યાત્રા સમુદ્રને કાંઠે છે. ત્યાં બળદની ગાડીમાં બેસીને જવાય છે. ત્યાં રામચંદ્રજીએ સેતુ બાંધ્યો તે વખતે સમુદ્રના તટ ઉપર નવગ્રહનું સ્થાપન કર્યું છે. તેમની મૂર્તિઓ ત્યાં છે. તે જગો ઉપર સમુદ્રમાં સ્નાન કરવાનું માહાત્મ્ય છે, ત્યાં પણ ધનુષની પૂજા થાય છે.

મદુરા શહેરથી મલબાર તરફ પદ્મનાભ જનાર્દનની જાત્રાએ જતાં વચમાં બીજી જાત્રાઓ આવે છે તેની વિગત.—

મદુરા શહેરથી તૃણાવલ્લી ગામ છે ત્યાં સુધી રેલવે છે. તેનું ભાડું રૂ.૧-૧-૦ લે છે. તે ગામમાં તામ્રપર્ણા નદી છે. તેમાં સ્નાન કરવાનું બહુ માહાત્મ્ય છે. વળી પુરાણાદિકમાં લખે છેકે કળીયુગના અંતે ભાગીરથી ગંગાનો અધિકાર આ નદીને મળશે. ત્યારે દક્ષિણ ભાગીરથી કહેવાશે. માટે આ નદીને કિનારે શ્રાદ્ધ તથા પુણ્ય દાન કરવાથી બહુ પુણ્ય ફળ છે.

તૃણાવલીથી તોતાદ્રી ૧૦ ગાઉ થાય છે. ત્યાં બળદગાડીથી જવાય છે. એમાં તોતાદ્રી એ નામના ભગવાનની ચતુર્ભુજ મૂર્તિ છે. તેમનું મંદિર મોટું છે. તથા તે ભગવાન નિત્ય તૈલથી સ્નાન કરે છે. તેમને યાત્રાળુ કોઇ રૂ.૧ા અથવા રૂ. પા નું અથવા તેથી વધારે પોતાની શ્રદ્ધા પ્રમાણે તેલ ચઢાવે છે. આ ભગવાનને તેલ ચઢાવવાનું બહુ ફળ છે. તે ચઢેલા તેલના ઘડા ભરી એક કુંડમાં એકઠું કરે છે. તે કુંડમાંથી જાત્રાળુ લોકો તેલ પોતાને ઘેર શીશીઓમાં ભરીને પ્રસાદી તરીકે લઇ જાય છે. ને તેનું શરીરે મર્દન કરવાથી માથું દુઃખતું હોય, ચુંક આવતી હોય, છાતીમાં કરોળિયા નીકળ્યા હોય. તથા કોડ નીકળ્યા હોય તે સર્વે રોગ મટે છે. તે કુંડ એક માથોડું ઊંડો છે. તેમાંથી દોરવડે લોટો ભરી તેલ કાઢે છે.

તોતાદ્રી ભગવાનના બે પાસા તરફ સૂર્ય ચંદ્ર છે. તથા ચામર કરનારે બે ગોપીકાઓ બે પાર્શ્વમાં છે. ને માર્કંડેય ઋષિ ભૃગુઋષિ ગરૂડ લક્ષ્મીજી તથા સેનાપતિ વિશ્વકસેન ભૂદેવી એટલા દેવતા પાર્શ્વમાં છે. આ તોતાદ્રી ભગવાનનાં દર્શન કરવાથી તથા એક રાત્રી પણ ત્યાં રહેવાથી મનુષ્યને ફરી જન્મ થતો નથી. તેમના વર્ણનના શ્લોક અત્રે લખ્યા છે.

## श्लोक

आद्यंप्रोक्तंस्त्रयंव्यक्तंविमानंरंगसंज्ञकम् ।
श्रीमुष्टंव्यंकटाद्रिंचशालिग्रामंचनैमिषम् ॥१॥
तोताद्रिंपुष्करंचैवनरनारायणाश्रमम् ।

अष्टौमेमूर्तयःसन्तिस्वयंव्यक्तामहीतले ॥२॥
स्वयंव्यक्तेषुसर्वेषुतोताद्रिस्थलमुत्तमम् ।
सूर्यचंद्रावुभौपार्श्वेचामरग्राहिणीद्वये ॥३॥
मार्कण्डेयोभृगुस्तार्क्ष्योलक्ष्मीसेनापतिर्मही ।
संयुक्तश्चैत्रसिद्धार्थैएकपीठेस्थितोहरिः॥४॥
एकरात्रंत्रिरात्रंवासप्तरात्रंतथामुने ।
उषित्वारोमषक्षेत्रेपुनर्जन्मनविद्यते ॥५॥
तोतनात्सर्वपापानांतोताद्रिरितिकथ्यते ॥

તોતાદ્રીમાં રામાનુજ આચાર્યની મુખ્ય ગાદી છે. આચાર્ય ત્રિદંડી સંન્યાસી છે. તે વ્યાકરણ ન્યાય તથા વેદાંત એ ત્રણ શાસ્ત્ર ભણેલા છે. આચાર્ય પોતે સવારમાં ૮ વાગે રોજ કથા કરેછે તે વખતે તેમના શિષ્યો પુરૂષમાત્ર વિદ્વાન હાથમાં ગ્રંથ રાખી તે ઉપર નજર રાખી એકાગ્રતાથી કથા શ્રવણ કરેછે. એમની મોટી પ્રતિષ્ઠા છે. ત્યાંનાં આસપાસનાં શહેરો તથા ગ્રામોમાં એમના ઘણા શિષ્યો છે. તેમને ગુરૂ માની ઇશ્વરવત્ તેમના ઉપર શ્રદ્ધા રાખેછે. ને આચાર્યનું દર્શન તથા પૂજન તથા ભેટ વિગેરે શ્રદ્ધાથી કરેછે.

તોતાદ્રીના મંદિરપાસે એક મોટું તળાવ છે. તેમાં સફેદ નિર્મળ જળછે. તેમાં સ્નાનનું બહુ માહાત્મ્ય છે.

તોતાદ્રી ભગવાનની ભોગ મૂર્તિ બીજી છે. તેનું પૂજન વિધિપૂર્વક થાયછે. તે ચર છે. તોતાદ્રીથી ૪ ગાઉ દૂર લંબે નારાયણની યાત્રા છે ત્યાં બળદ ગાડીમાં બેસીને જવાયછે. ત્યાં મુખ્ય દેવ લંબે નારાયણ છે. તેમની મૂર્તિ મોટી ઉભીછે. તેમની પાસે શ્રીદેવી તથા ભૂદેવી છે, એમનું મંદિર ઘણું મોટુછે. તેમાં બીજાં નાનાં મંદિરો ઘણાં છે. તેમાં બેઠે નારાયણ વિગેરે દેવ બિરાજે છે.

૧ બેઠે નારાયણની ચતુર્ભુજ મૂર્તિ. પુષ્ટ છે. તેમની પાસે શ્રીદેવી તથા ભૂદેવી છે.

૨ સુતે નારાયણ શેષનાગ ઉપર લાંબા થઇને સુતા છે તેમની પાસે શ્રીદેવો તથા ભૂદેવી છે.

૩ છોટે નારાયણ વામનાવતારની મૂર્તિ બ્રહ્મચારી સ્વરૂપે છે. તેમની પાસે બળીરાજાનો કુંડ છે. તેને બળીતીર્થ કહેછે. આ ઠેકાણે બળીરાજાએ સંકલ્પ કરીને વામનાવતાર ભગવાનને દાન આપ્યું છે તે તીર્થમાં સ્નાન કરવાનું મહાપુણ્ય ફળ છે.

૪ વિશ્વેશ્વર મહાદેવનું મંદિર મોટા મંદિરમાં જાદું છે.

૫ રામાનુજાચાર્યની મૂર્તિ એક નાના મંદિરમાં છે. આ મંદિરથી થોડેક દૂર સિંધુ નદી છે. તેના તીરે એક મંદિરમાં રામાનુજાચાર્યની મૂર્તિ છે.

લંબે નારાયણથી ૯ ગાઉ ઉપર રામલિંગ મહાદેવજીનું મંદિર છે ત્યાં બળદની ગાડીથી જવાયછે. ત્યાં મહાદેવજીના મંદિરની જોડે છોટે નારાયણ એક નાના મંદિરમાં બિરાજે છે.

રામલિંગથી આદિકેશવની યાત્રા આશરે ૨૦ ગાઉ ઉપર છે. ત્યાં બળદની ગાડીમાં બેસીને જવાય છે. આદિ કેશવનું મંદિર મોટું છે. તેમાં શેષનાગ ઉપર આદિ કેશવ ભગવાને શયન કર્યું છે. તેમની બે ભુજાની મૂર્તિ છે.

આદિ કેશવથી પદ્મનાભ ૪ ગાઉ છે. ત્યાં બળદગાડીથી જવાય છે, તે શહેરનું નામ અનંત શયન પદ્મનાભ એવું સંસ્કૃતમાં છે. તથા દ્રવિડભાષામાં "તિખનંદપુરં" એવું છે.

ત્યાં અનંતશયન પદ્મનાભ ભગવાનનું મોટું મંદિર છે તેમાં શેષનાગ ઉપર પદ્મનાભ ભગવાને શયન કર્યું છે, તેમની બે ભુજાની ઘણી લાંબી મૂર્તિ છે. તેમનાં દર્શન ત્રણ દરવાજાથી થાયછે. એ ત્રણ દરવાજા જેમ એક ઘરને ત્રણ ચાર બારીઓ એક ભીંતમાં હોય છે તેમ છે. તેમાં ડાબી તરફના પહેલા દરવાજે મુખારવિંદનાં દર્શન થાયછે. ને મધ્યના દરવાજે નાભી કમળનાં દર્શન થાયછે. ને જમણી બાજુ તરફના ત્રીજે દરવાજે ચરણારવિંદનાં દર્શન થાય

છે. તેમની મૂર્તિ શાળિગ્રામ શિલામય છે. ભોગમૂર્તિ ચર જૂદી છે. તેમનું વચલે દરવાજે દર્શન થાયછે. ને પદ્મનાભ ભગવાનના ચરણારવિંદની પાસે શ્રીદેવી તથા ભૂદેવીની મૂર્તિઓ છે તેમનાં દર્શન ત્રીજે દરવાજેથી થાયછે ને ભોગમૂર્તિનું વિધિપૂર્વક રાજોપચારથી પૂજન થાયછે. આ દેવને સવારમાં ૯ વાગતાં ને સાંજના ૫ વાગતાં નૈવેદ્ય ધરાવેછે. તેમાં ભાત, ખીચડી, કઢી, દહીં, દૂધ તથા છાશનું દરરોજ બે વખત નૈવેદ્ય થાય છે. તે નૈવેદ્યથી દરરોજ બે વખત ચાર ચાર હજાર બ્રાહ્મણો જમેછે તથા કોઈ પરદેશી સાધુ આવે તેને પણ જમાડે છે; ને પરદેશી બ્રાહ્મણ આવે તેને જમવાનું કહેછે પછી તેની મરજી હોય તો તેને જમાડે છે. તે ગામના બ્રાહ્મણોની પંગત મંદિરમાં એક બાજુએ થાયછે. ને બ્રાહ્મણો જમી રહ્યા પછી તેમને સુંઠ તથા વળીઆરીનું ઉકાળેલું મોળું પાણી થોડું થોડું પીવાને આપેછે. એ મંદિરનું સર્વ ખર્ચ તે શહેરના રામરાજા આપેછે. મંદિરની પાસે તેમની હવેલી છે તેમાં રહેછે ને ત્યાંની રાજ્યગાદી ઉપર પરંપરા જે રાજા બેસે તેનું નામ રામરાજા પાડેછે. તે રાજા પોતે પદ્મનાભ ભગવાનના મંદિરમાં દરરોજ સવારના નવ વાગતાં દર્શન કરવા આવેછે તે વખત રાજાની આગળ બ્રાહ્મણો વેદ ભણતા ભણતા ચાલેછે ને તે નગરના લોકો તથા બહારના લોકો રાજાજીનાં દર્શન કરેછે. એ રાજા ઘણો ધરમિષ્ટ છે. ને પોતાના રાજ્યમાં ૨૬૦ ધર્મશાળાઓ લોકોને ઉતરવા સારૂ બંધાવી છે. ને તેમાં રાંધેલું અન્ન સાધુસંતને ખાવાને આપવાનો બંદોબસ્ત કરેલો હોય છે. ને પોતાના મુખ્ય શહેરમાં જે જે પરદેશી સાધુ સંતની મંડળી જાત્રાએ આવેછે તેમને જતી વખતે દરેક સાધુને લંગોટી માટે કાપડના કકડા આપેછે. ને ઘણે ઠેકાણે મંદિરોનાં ખરચ આપેછે તથા ઘણે ઠેકાણે તેના તરફથી સદાવ્રત અપાય છે.

રાજાની હવેલી સામે પદ્મનાભ તીર્થનો મોટો કુંડછે તેમાં સ્નાનનું બહુ ફળછે.

પદ્મનાભ ભગવાનના મંદિરમાં એક નૃસિંહજીનું મંદિર તથા

રૂપાના હનુમાનજી છે. તેમાં નાના મંદિરમાં ગણપતિ છે.

પૃથ્વી ઉપર ૮ વૈકુંઠ કહેવાયછે. તેમાં ૪ દક્ષિણ દેશમાં તથા ૪ ઉત્તર દેશમાંછે. તેમનાં નામ અત્રે લખ્યાંછે.

| दक्षिणमां. | उत्तरमां. |
|---|---|
| १ श्रीरंगजी | १ अयोध्या |
| २ बालाजी | २ मथुरां |
| ३ तोताद्रि | ३ बाद्रिनारायण |
| ४ पद्मनाभ | ४ द्वारकां |

એ રામરાજા પરદેશી લોકો યાત્રા માટે આવેછે તેમને સમજાવવા સારૂ પોતાના રાજ્યમાં દરેક મંદિરમાં એ ભાષાના જાણનારા એટલે સ્વદેશીય ભાષા તથા હિંદુસ્તાની ભાષા જાણનારા બ્રાહ્મણને પગાર આપી લોકોને અડચણ ન પડે માટે ચાકર તરીકે રાખેછે. તે બ્રાહ્મણ જાત્રાળુ લોકોને મંદિરમાં દર્શન વિગેરે કરાવેછે તથા જે જે કામ હોય તેમાં મદદ આપેછે.

પદ્મનાભ ભગવાનના મંદિરથી ૦।। કોસ ઉપરે વરાહજી ભગવાનનું મંદિર છે. તથા વરાહતીર્થનો મોટો કુંડ છે તેમાં સ્નાનનું બહુ માહાત્મ્ય છે. એ શહેરથી થોડેક દૂર મચ્છતીર્થ એ નામની એક નદી છે તેની પાસે એક મોટું મદિર છે. તેમાં બ્રહ્મા, વિષ્ણુ ને રૂદ્રની મૂર્તિઓછે તથા મચ્છાવતાર ભગવાનની મૂર્તિ છે. તેમની પાસે શ્રાદ્ધ થાયછે.

અનંત શયન પદ્મનાભ ભગવાનનાં દરસન કરવાથી મનુષ્યની મુક્તિ થાય છે. એ વીશેના પ્રમાણનો શ્લોક અત્રે લખ્યો છે.

## श्लोक.

अनंतशयनं नाम दक्षिणांबुनिधेस्तटे ।
यत्रशेतेस्वयं विष्णुः दर्शनान्मुक्तिदोनृणां ॥

પદ્મનાભ ભગવાનના મંદિરમાં મલબાર દેશની સ્ત્રીઓ મંદિરના કામ વિગેરે કરવાને ચાકરી રહેછે. તે દેશની સ્ત્રીઓને કેડસુધી વસ્ત્ર પહેરવાનો ચાલછે બાકીનું શરીર ઉઘાડું રાખેછે. મંદિરમાં પણ તેવાજ પહેરવેશથી રહેછે. બાળ, વૃદ્ધ, યુવાન સર્વે તેવાજ પહેરવેશ પહેરે છે ને ત્યાંના લોકોની વિકારબુદ્ધિ હોતી નથી જનાર્દન ભગવાનની યાત્રામાં નીચે પ્રમાણે સંકલ્પ કરાવેછે, તે અત્રે લખ્યોછે.

## संकल्पः

निरोहो दक्षिणे दिग्भागे दक्षिणाम्बुधे रुत्तरे कूले पञ्चक्रोशमध्ये गजारण्ये असीवर्णयोर्मध्ये ब्रह्मणःशमशापात्रे कण्वाश्रम समीपे नमःप्रजेश्वर सन्निधौ वल्कलाख्ये विमुक्तिजनार्दनक्षेत्रे जनार्दन स्वामीसन्निधौ चक्रतीर्थादि षट्षष्टि कोटि तीर्थ सहित पापविनाशिनी शोकविनाशिनी ऋणविमोचिनी गायत्री सावित्री सरस्वती गंगा यमुना कोटितीर्थ स्नान महंकरिष्ये ॥

પદ્મનાભના શહેરમાંથી પાણીની નહેર બાંધી છે તેમાં વહાણ ચાલેછે તે વહાણમાં બેસીને જનાર્દન ભગવાનની યાત્રા કરવાને ૧૨ ગાઉ જવાયછે તે ૪ પહોરમાં પહોંચાડેછે. બીજો પગરસ્તો છે. પણ ગાડીનો રસ્તો નથી ત્યાં સાધુ વિગેરે દોડીને પણ જનાર્દનનાં દર્શન કરવા જાયછે. જનાર્દન વાસુદેવની મૂર્તિ ચાર ભુજાની છે. તેમનું મંદિર સમુદ્રને કિનારે સાધારણ મોટુંછે. ને તે મંદિરમાં એક નાનું મંદિરછે. તેમાં શિવજીનાં દર્શન છે.

ભગવાનને સ્નાન કરાવેછે તે ચરણોદકનું જળ એક નીકમાં

થઈ મંદિરની બહાર ચક્રતીર્થ એ નામના કુંડમાં પડેછે. તે કુંડમાંથી તેની પાસેજ પાદતીર્થ એ નામના કુંડમાં ગોમુખદ્વારા જળ પડેછે. માટે તે કુંડનું નામ ચક્રતીર્થ સહિત પાદતીર્થ કહેછે.

સમુદ્રના કિનારે એક પર્વત છે. તે ઉપર બ્રહ્માએ યજ્ઞ કર્યો છે. તે કુંડનું નામ બ્રહ્મકુંડ છે. તેમાંથી જનાર્દન ધુપ એ નામના ગુંદર જેવા ધુપ કરવાના ગઠા નીકળેછે. તેને ત્યાંના રહેવાસી ગરીબ લોકો કાઢી લાવેછે. ને તેને ઘણો મોઘો વેચેછે. તે ધુપ યાત્રાળુ લોકો વેચાથી લાવેછે તેને અગ્નિ ઉપર મૂકીને ધુપની ધુણી લેવાથી શરીરમાં ભૂત ડાકણ બ્રહ્મરાક્ષસ હોય તે જતું રહેછે. એવું એ ધુપનું માહાત્મ્ય છે.

એ પર્વત મોટો છે. તેમાંથી પ્રથક્ પ્રથક્ જળની ધારાઓ ૯ પ્રત્યક્ષ પડેછે, ને બીજી ઘણી અંતર્ગત પડેછે. તેમનું જળ મિષ્ટછે. તેને તીર્થ કહેછે.

• પ્રથમ સમુદ્રમાં સ્નાન કરાયછે. આ ૯ તીર્થની ધારાઓ આગળ ઉભા રહીને ક્રમેક્રમે સ્નાન કરેછે. તે નવ તીર્થનાં નામ અત્રે લખ્યાં છે.

| | | |
|---|---|---|
| १ शोकाविनाशिनी | ४ सावित्री | ७ सरस्वती |
| २ ऋणाविमोचिनी | ५ गंगा | ८ कोटीतीर्थ |
| ३ गायत्री | ६ यमुना | ९ पापविनाशिनी |

એ ૯ તીર્થછે. તથા બાકીનાં ૬૬ કરોડ તીર્થછે. તેનાં નામો પુરાણમાં છે. તે અત્રે ગ્રંથ વધવાથી નથી. લખ્યાં જનાર્દન ભગવાનના ગામની આસપાસ ઘણી ઉત્તમ ઝાડીછે. તેમાં ઝેરકચોળાં તથા કાજુ કળીઆનાં વૃક્ષછે. તથા બીજાં ઘણાં ઉત્તમ જાતનાં વૃક્ષોછે. તેને ત્યાંના લોકો ઓળખેછે. જનાર્દનની યાત્રા વિશેના શ્લોક અત્રે લખ્યા છે.

## श्लोक

यागकालेजितोब्रह्मायेनदेवेनधीमता ।

वृद्धरूपेणदेवेशोह्यशनार्थगतेनच ॥१॥
तंदेवंकरुणासिंधुस्थितमद्यापिभोजने ।
अतृप्तंनित्यतृप्तिंच नौमिदेवंजनार्दनम् ॥२॥
अगणितगुण गणपूरितात्माह्यभय
वरदहस्तोपातुनो वल्कलेशः ॥
अमरजन सुपूजित चारुपादः
अचलनिभपुष्ट देहोह्यब्जजेनाभिपूज्यः॥३॥
यो वसेद् घटिकामात्रं पून्यक्षेत्रे जनार्दने ।
नरऋण त्रयं मुकूत्वा नपुनर्जायते भुवि ॥४॥

જનાર્દનથી પાછા નહેરમાં પદ્મનાભ આવવું. ત્યાંથી ૧૦ ગાઉ ઉપર સુંદરેશ્વર મહાદેવ તૃણાવલી જતાં આવે છે. તેમનું મંદિર મોટું છે. તેમાં જળાધારી સહિત સુંદરેશ્વર મહાદેવનું લિંગ શિવ વિષ્ણુ બ્રહ્માત્મક છે. એ મંદિરમાં એક નાનું મંદિર છે. તેમાં રામ સીતા લક્ષ્મણ હનુમંત બિરાજે છે. તથા એક કુંડ છે તે ઉપર ભદ્રકાળીની મૂર્તિ છે. એજ મંદિરમાં પાર્વતી સહિત માહાદેવજી મૂર્તિમાન છે, તેમનું નામ ચિદંબરેશ્વર છે. તે મંદિરમાં પાર્વતીનું મંદિર જુદું છે. તેમાં એકલી પાર્વતીની મૂર્તિ છે. ત્યાં કાળભૈરવની મૂર્તિ છે. તથા મોટા ગણપતિ છે. નંદી પણ મોટો છે. હરિહરના પુત્ર શાસ્થાની મૂર્તિ છે. પ્રજ્ઞા તીર્થનો એક કુંડ છે. તથા બાલાજીની મૂર્તિ છે.

સુંદરેશ્વરથી ૫ ગાઉ ઉપર કુમારી કન્યાની યાત્રા છે ત્યાં બળદ ગાડીમાં બેસીને જવાય છે. ત્યાં સમુદ્રના કિનારા ઉપર કુમારી કન્યાનું મોટું મંદિર છે. તેમાં કુમારી કન્યાની મૂર્તિ શ્યામવર્ણ ને ઘણી તેજયુક્ત છે. સમુદ્રના તીર ઉપર એક કુંડ છે. તેમાં જળ મીઠું છે. બીજો એક કુંડ મોટો મંદિરની પાસે છે. એ સમુદ્રની ક-

ન્યા છે ને તે કુમારી કન્યા કેમ કહેવાય છે? એ વિષે એક નાની કથા છે તે અત્રે લખી છે.

## કથા.

મહાદેવજીના પુત્ર કાર્તિક સ્વામીની સાથે તે સમુદ્રની કન્યાનો વિવાહ કર્યો ને લગ્નનું મુહૂર્ત નક્કી કરીને સર્વ સાહિત્યની તૈયારી કરીને લગ્નના મુહૂર્ત સમય પહેલાં કાર્તિક સ્વામીએ પોતાની માતા પાર્વતીજીને પુછ્યું કે હે માતા તમોએ મારૂં જે કન્યા સાથે લગ્ન કરવાનું નક્કી કર્યું છે. તે કન્યા ગુણમાં તથા રૂપમાં કેવી છે? ત્યારે પાર્વતીજીએ કાર્તિક સ્વામીને જવાબ આપ્યો જે રૂપ તથા ગુણમાં મારા બરાબર છે. એવું કાર્તિક સ્વામીએ સાંભળીને પોતાની માતાને કહ્યું કે હે માતા તમારા બરાબર જગતમાં બીજું ગુણરૂપમાં કોઈ નથી ને તમે કહોછો માટે એતો મારી માતા બરાબરછે. માટે હુંતો હવે કેમ પરણું? મારાથી તો પરણાય નહિ. એવી રીતે કાર્તિક સ્વામીએ પરણવાની ના કહી એ વાત કન્યાએ સાંભળી ત્યારે કન્યા કહેછે કે મારો પતિ જે કહેવાયો તેણે લગ્ન ન કર્યું માટે બીજા સાથે હું લગ્ન કરનાર નથી. તેથી આ સમુદ્રની કન્યા કુમારિકા રૂપે રહ્યાં છે તથા લગ્ન વખતે કંકુ ચોખા વિગેરે સામાન તૈયાર કરેલો પડી રહ્યો. તે ચોખા હજુ સુધી પહાડમાંથી નીકળે છે તે સુંવાળા ને રેતની કાંકરી જેવા નીકળે છે તેને યાત્રાળુ લોકો પોતાને દેશ લઈ જાયછે. ને તે ચોખાના ધોવરામણનું પાણી જે સ્ત્રિયો પિયે તેમને વિધવાપણું પ્રાપ્ત થતું નથી. તથા ગર્ભવતી સ્ત્રીને પ્રસવ ન થતો હોય તો તે ચોખાનું પાણી પીવાથી જલદી કષ્ટ વગર પ્રસવ થાય છે. એવું એ ચોખાનું મહાત્મ્ય છે. આ કુમારી કન્યાનાં જે સ્ત્રી દર્શન કરેછે, તેને અખંડ સૌભાગ્ય રહે છે. ત્યાંની હવા બહુજ સુંદર છે. માટે ત્યાં આસપાસના શહેર તથા ગામોના લોકો માંદા તથા સાજા તે હવા ખાવાને છે કુમારી કન્યાના ગામમાં થોડા દિવસ રહેવા આવે છે. હવા એવી સુંદર છે કે શરીરમાંથી રોગને દૂર કરી બળ તથા તેજને આપે છે.

કુમારી કન્યાથી તૃણાવલીના સ્ટેશન સુધી બળદની ગાડીમાં બેસીને જવાય છે. ત્યાંથી રેલ ગાડીમાં બેસીને કુંભકોણની યાત્રાએ જવાય છે. ત્યાંસુધીનું રેલવે ભાડું ૩૨-૧૦-૦ લેછે. ત્યાં કુંભેશ્વર મહાદેવજીનું ઘણું મોટું મંદિર છે. તેમાં મહાદેવજીનું લિંગ જળાધારી સુદ્ધાં છે. એ મોટા મંદિરમાં બીજા દેવોનાં મંદિર જુદાં જુદાં છે. તેની વિગત.—

૧. મંદિરમાં સારંગપાણી શેષસાઈ ભગવાન સુતા છે.

૨. મંદિરમાં ચક્રપાણી ભગવાનની ઉભી મૂર્તિ છે.

૩. મંદિરમાં ગોપાળકૃષ્ણ ભગવાનની મૂર્તિ છે.

કુંભેશ્વર એ નામનો એક તીર્થ કુંડ છે. ત્યાં કાવેરી એ નામની નદી છે. ઉપર લખેલાં દર્શન તથા તીર્થમાં સ્નાનનું બહુ માહાત્મ્ય છે. એ વિષેના પ્રમાણના શ્લોક ભાગવતના એકાદશ સ્કંધમાં પાંચમા અધ્યાયમાં છે તે અત્રે લખ્યા છે.

## શ્લોક

क्वचित्क्वचिन्महाराजद्रविडेषुचभूरिशः।
ताम्रपर्णी नदीयत्र कृतमालापयस्विनी॥३९॥
कावेरीच महापुण्या प्रतीचीच महानदी ।
येपिबन्ति जलं तासां मनुजामनुजेश्वर ।
प्रायोभक्ताभविष्यन्ति वासुदेवेऽमलाशयाः॥४०।

કુંભકોણનું ગામ મોટું છે. ત્યાં જે ગાદી છે ત્યાં એક સન્યાસી મહારાજ ગાદીપતિ છે. તે વિદ્વાન છે તેમનો મઠ કાવેરી નદીના તીર ઉપર છે.

કુંભકોણના ગામમાં બીજા દેવનાં મંદિરો છે. તેમનાં નામ અત્રે લખ્યાં છે.

१ नागेश्वरमहादेव २ सोमेश्वरमहादेव

३ काशीविश्वनाथ ४ अभिमुक्तेश्वर
५ गौतमेश्वर ६ बाणपुरीश्वर ७ कामहस्तीश्वर
८ राम सीता लक्ष्मण हनुमान भरत शत्रुघ्न
ए ६ मूर्तियोनां दर्शन एक मंदिरमांछे.

કુંભકોણથી પાછા ફરતી વખતે ચિદંબરેશ્વરની યાત્રા આવેછે. ત્યાં સુધીનું રેલવે ભાડું ૩૦-૮-૦ લેછે. ત્યાં ચિદંબરેશ્વર મહાદેવજી-નું મંદિર ઘણું મોટું છે. તેમાં પાર્વતી તથા મહાદેવજીની ધાતુની મૂર્તિયો બે ભુજાની તેજોમય જોડે બિરાજે છે. ને ચિદંબરેશ્વર મહાદેવજીની મૂર્તિ બે ભુજાની છે. તેમાં એક ભુજા પોતાના ચરણાર્વિંદને દેખાડેછે કે આ મારા ચરણાર્વિંદનાં ભક્તિ પૂર્વક દર્શન કરો. એવી આજ્ઞા મહાદેવજી પોતાના હસ્તથી દેખાડે છે. ને તે ચરણાર્વિંદનાં જે મનુષ્ય દર્શન કરશે તે પ્રાણીને બીજા હાથથી અભય મૂક્તિ આપીશ એવી રીતે બીજો હાથ રાખ્યો છે.

આ મહાદેવજી પાસે એક સોનાની પેટી છે તેમાં સ્ફાટિક મણિનું શિવલિંગ જળાધારી સહિત છે. તેમનું ત્રિકાળ પૂજન વિધિપૂર્વક નિત્ય થાયછે. પૂજા કરતી વખતે પેટીમાંથી બહાર કાઢીને જુદા સિંહાસન ઉપર પધરાવીને પૂજન કરે છે. પછી પેટીમાં બહુ સાચવીને રાખે છે.

એ દેવ બહુ પ્રાચીન વખતના છે. આ મૂર્તિમાન ચિદંબરેશ્વર તથા સ્ફાટિકના શિવજીને દુધ દહિ મધ ઘી સાકર, એ પંચામૃત જુદુ જુદુ રાખીને સ્નાન કરાવે છે. ને મૂર્તિમાન પાર્વતી સહિત ચિદંબરેશ્વર ઉપર ૧૦૦ ઘડા દુધ, ૫ મણ દહિ, ૧૦ શેર મધ તથા ૧૦ શેર ઘી ને ૧૦ શેર શાકર, એ રીતે દેવને ઓચ્છવના દિવસે રાત્રીએ ક્રમે ક્રમે વેદ મંત્રોથી અભિષેક કરીને અર્પણ કરે છે. શુદ્ધ જળના ૧૦૦ ઘડા ભરીને ક્રમ ક્રમથી વેદમંત્રો ભણીને સ્નાન કરાવે છે. પછી બીજા રાજોપચાર પૂર્વક પૂજન થાય છે. તેમાં પહેલું ચિદંબરેશ્વરનું પૂજન થઈ રહ્યા પછી પેટીમાના સ્ફાટિકના શિવજીનું પૂજન

થાય છે. મોટા મંદિરમાં શેષશાઈ ભગવાનનું એક નાનું મંદિર છે. તેમાં એક કુંડ છે. તેમાં સ્નાનનું બહુ ફળ છે. કાળભૈરવનું નાનું મંદિર છે. ગણપતિની મોટી મૂર્તિ છે, ચિદંબરેશ્વરની ભોગ મૂર્તિ જુદી છે. તેમને ઓચ્છવના દિવસમાં પાલખીમાં પધરાવી મોટો વરઘોડો ચઢાવી ત્યાંથી ૪ ગાઉ ઉપર સમુદ્રના કિનારે જઈ ત્યાં પૂજન કરીને પાછા આનંદથી આવે છે, તેમની સાથે ઘણાં મનુષ્યો જાય છે.

મોટા મંદિરમાં શ્રી મૂળનાથ મહાદેવ તથા શિવકામ સુંદરી, તથા તીલ ગોવીંદરાજ એમનાં નાનાં મંદિરછે. તથા ચિત્સભા, કનક સભા, દેવ સભા, નર્તન સભા, રાજસભા, એ પાંચ સભાઓનાં સ્થાન પણ મોટા મંદિરમાં છે. ચિદંબરેશ્વરથી પાછા વળતી વખતે હાસ્પેટ સુધીનું રેલવે ભાડું રૂ. ૪-૧૩-૩ લેછે. ત્યાંથી કિષ્કંધા ૩ ગાઉ છે. તેમાં રંગસ્વામી શેષસાઈ ભગવાનનાં દર્શન એક નાના મંદિરમાં છે. ત્યાં તુંગભદ્રા નદી છે. તેમાં સ્નાનનું માહાત્મ્ય પુરાણમાં ઘણું લખ્યું છે. તે નદીના કાંઠે એક મંદિરમાં રામચંદ્રજીનાં દર્શન છે. એ મંદિરની પાસે સીતા સરોવરનો કુંડછે.

કિષ્કંધાથી ૦॥ કોસ ઉપર પંપાસરોવર છે તેની જોડે માન સરોવરછે. એ બે સરોવર તળાવ જેવાં છે[1] અખાત સરોવર છે તેમનું જળ નિર્મળ છે. એ સરોવરમાં સ્નાનનું બહુ માહાત્મ્ય છે. એ સરોવરને કાંઠે લક્ષ્મીજીનું તથા શિવજીનું મંદિર છે કિષ્કંધામાં પાંચ પર્વતછે તેમાં એક અંજની પર્વત છે. તે ઉપર હનુમાનજીની જન્મભૂમી છે. તથા હનુમાનજીનાં દર્શન છે. બીજો માતંગ પર્વત છે. તે ઉપર ભદ્રાશિવ પાર્વતીનાં દર્શન છે. ત્રીજો માળવંત પર્વતછે. તે ઉપર રામ સીતા હનુમાન લક્ષ્મણજીનાં દર્શન છે. ચોથો હેમકૂટ પર્વત છે. તે ઉપર શિવજી તથા હનુમાનજીનાં દર્શન છે. પાંચમો ઋષિમુખ પર્વત છે. હંપી ગામમાં પંપેશ્વર મહાદેવજીનું મોટું મંદિર છે.તેમાં મહાદેવજીનું ત્રિકાળ પૂજન વેદોક્ત રીતિથી થાયછે. વાળને રામચંદ્રજીએ માર્યો છે. તેનાં હાડકાં મોટાં મોટાં હજી છે. તુંગભદ્રા

---

૧ અખાત એટલે ખોદ્યા વિનાના ખાડામાં જળ ભરાયલું હોય તેને અખાત કહેછે.

નદીમાં ઉતરીને પંપાસરોવર જવાય છે.તેમાં જળ ઘણુંછે. તેથી ચ-ર્મનાવમાં બેશીને ઉતરાય છે,ચર્મનાવ એટલે મોટા વાંસના ટોપલાને માંહે તથા બહાર ચામડાથી મઢી લેછે. તેવા પ્રત્યેક ટોપલામાં ૧૨ માણસોને બેસારીને સામે પાર ઉતારેછે.તે ટોપલાને ચર્મનાવ કહેછે.ને પ્રત્યેક માણસને ઉતારવાનું મૂલ્ય ૩ વા ૪ પૈસા લેછે.કિષ્કંધાથી પાછા હાસ્પેટના સ્ટેશન સુધી આવવું ત્યાંથી ૧૦ ગાઉ ઉપર સોંડુર ગામછે ત્યાં બેલગાડીમાં જવાયછે. ને સોંડુરથી ૪ ગાઉ પાઢ પર્વત ઉપર કાર્તિક સ્વામીનું મંદિર છે. ત્યાં સડક છે. ને સોંડુર ગામથી સીધું લઈ લેવું ને પર્વત ઉપર કાર્તિક સ્વામીના મંદિરમાં દેવનાં દર્શન કર્યા પછી એક બાજુએ મંદિરમાં અડાળીછે, તેમાં રસોઈ કરવાની જગ્યા છે, ત્યાં રસોઈ કરી દેવને નૈવેદ્ય ધરાવી ભોજન કરાયછે ને વાસણ કાંઈ જોઈતું હોય તો દેવના પુજારી આપેછે. ને કોઈને ધ-ર્માદા સદાવૃત લેવું હોય તો મંદિરમાંથી આપેછે.ને લાકડાં તો આ-સપાસની ઝાડીમાંથી મફત જોઇએ તેટલાં લઈ આવેછે. કાર્તિકસ્વા-મીના પહાડ ઉપર ચઢતાં વચમાં હરિશંકર નામના મહાદેવજીનું શિવલિંગ જળાધારી સહિત એક નાના મંદિરમાં છે. ત્યાં એક ગૌ-મુખ છે. તેમાં થઈ પહાડમાંથી જળના પ્રવાહનો ધાધોડો પડે છે. તેથી એક કુંડ ભરાયા કરેછે.આ જગા ઉપર એક ઓરડીછે. તેમાં એક બ્રાહ્મણ પૂજા કરવા રહેછે. એ જગા બહુ એકાંત તપ કરવા લાયક છે.

ત્યાંથી આગળ પહાડ ઉપર કાર્તિક સ્વામીનું મંદિર મોટું છે. તેમાં કાર્તિક સ્વામીની મૂર્તિ સ્યામવર્ણ બહુ તેજસ્વી બે ભુજાનીછે. તેમાં એક ભુજમાં ક્રૌંચ પક્ષી તથા બીજી ભુજામાં છડી છે. ને નીચે ચરણારવિંદ પાસે વાહન મોરછે. જોડે બીજા મંદિરમાં પાર્વતીની મૂ-ર્તિ શ્યામવર્ણ તેજઃપુંજ છે. ને કાર્તિક સ્વામીના મંદિર પછાડી મ-હાદેવજીનું નાનું મંદિર છે. તથા બીજું એક શિવજીનું મંદિર કાર્તિક સ્વામીના મંદિરની પાસેછે.તે મંદિરની બહાર સામે અગસ્તિ કુંડછે. તેમાં જળ મિષ્ટ છે. તે જળ દેવને સ્નાન કરવાના ઉપયોગમાં આ-વેછે. તેમાં કોઇને સ્નાન કરવા દેતા નથી. તેમાંથી બહાર જળ લા-વીને સ્નાન થાયછે. તથા રસોઈ વિગેરેમાં વપરાયછે. એ કુંડ ઉપર એક નાના મંદિરમાં અગસ્તિ ઋષિની મૂર્તિ છે. તથા બીજા ના-

ના મંદિરમાં શેષશાઈ ભગવાનનાં દર્શન છે. કાર્તિકસ્વામીના દર્શન કોઈ સ્ત્રીથી કરાતાં નથી. ને કદાપિ કોઈ સ્ત્રી કરે તો તે સ્ત્રી ૭ જન્મ વિધવા થાય ને પુરૂષ તેમનાં દર્શન કરે તો બહુ પુણ્ય ફળ પામે છે ને બ્રાહ્મણ દર્શન કરે તો ૭ જન્મ સુધી ધનાઢ્ય વેદ પારંગત થાય એવું માહાત્મ્ય છે.

હાસ્પેટના સ્ટેશનથી સોલાપુર સુધીનું રેલવે ભાડું રૂ ૩-૧-૬ લેછે. ત્યાંથી ૧૨ ગાઉ બળદની ગાડીમાં તુળજાભવાનીની જાત્રાએ જવાય છે. તેમનું ગામ મોટું છે. તેમાં તુળજા ભવાનીનું મંદિર મોટું છે. તે મંદિરમાં માતાજીની મૂર્તિ ૮ ભુજાની ઉભી મહિષાસુર દૈત્યને ત્રિશૂળથી માર્યો તે સમયની છે. માતાજીના સન્મુખ ભવાનીશંકર એ નામના શિવજીનું મંદિરછે. ત્યાં પીતળનો નંદી છે. માતાજીના મંદિરમાં કલ્લોલ તીર્થનો કુંડ છે. તેમાં બ્રાહ્મણ જાતિ વિના બીજાને ન્હાવા દેતા નથી. ને બ્રાહ્મણ તથા તેમની સ્ત્રિયો પાસેથી એક આનો લેછે ત્યારે નહાવા દેછે. નરસિંહજી તથા ખંડુબાનાં દર્શન માતાજીના મંદિરમાં એક નાનું મંદિર છે. તેમાં થાય છે. ત્યાં એક ગૌમુખ છે, તેમાંથી જળની ધારા પડે છે, તે ધારા નીચે ઉભારહીને લોકો સ્નાન કરેછે. આ જળ માતાજીને સ્નાન કરાવવાના ઉપયોગમાં લેછે. મંદિરના પુજારી મરેઠા છે. માતાજીને નૈવેદ્ય સર્વે લોકો પોતાને ઘેર પવિત્રતાથી રસોઈ કરેલી હોય તેમાંથી થાળમાં પુરીને મંદિરમાં લઈ જઈને ધરાવેછે. આ મંદિરમાં પથરાનો ચોક છે તેમાં દેખાય એવા અનેક જાતના રૂપાના સિક્કાના રૂપૈયા પગથિયામાંથી તે ચોક તથા મંદિર સુધીમાં દાટેછે. તે હજારો રૂપૈયા દટાયલા હોય છે. ને હાલ પણ રૂપૈયા દાટવાની બાધા રાખીને તે બાધા મૂકવા જાય તો તેનો કર લઈને પછી રૂપૈયા દાટવાની રજા આપેછે, માતાજીની પૂજા ચારે વર્ણના લોકો અડકીને કરેછે.



# સંખ્યાઓના આંકડા તથા નામ.

| | | |
|---|---|---|
| ઓકટ્રી = ૧ | મુફાઇહેકુ= ૩૭ | ડભાઇમુકુ=૭૩ |
| રકુ = ૨ | મુફાઇઇનમંદી=૩૮ | ડભાઇનાળગુ=૭૪ |
| મુકુ = ૩ | મુફાઇતુમંદી =૩૯ | ડભાઇએઇકુ=૭૫ |
| નાળગુ = ૪ | નાળભાઇ = ૪૦ | ડભાઇહારૂ=૭૬ |
| અઇકુ = ૫ | નાળભાઇઓકટ્રી=૪૧ | ડભાઇહેકુ=૭૭ |
| આરૂ = ૬ | નાળભાઇરાંકુ=૪૨ | ડભાઇઇનમંદી=૭૮ |
| હેકુ = ૭ | નાળભાઇમુંકુ=૪૩ | ડભાઇતુમંદી=૭૯ |
| ઇનમદી = ૮ | નાળભાઇનાળગુ=૪૪ | એનભાઇ=૮૦ |
| તુંમદી = ૯ | નાળભાઇએઇકુ=૪૫ | એનભાઇઓકટી=૮૧ |
| ફદી = ૧૦ | નાળભાઇહારૂ=૪૬ | એનભાઇરાંકુ=૮૨ |
| પદકુંડું = ૧૧ | નાળભાઇહેકુ= ૪૭ | એનભાઇમુકુ=૮૩ |
| પદરેકુ = ૧૨ | નાળભાઇઇનમંદી=૪૮ | એનભાઇનાળગુ=૮૪ |
| પદમુકુ = ૧૩ | નાળભાઇતુમંદી=૪૯ | એનભાઇએઇકુ=૮૫ |
| પદનાળગુ= ૧૪ | હાભાઇ = ૫૦ | એનભાઇહારૂ=૮૬ |
| પદહેનું = ૧૫ | આભાઇઓકટ્રી=૫૧ | એનભાઇહેકુ=૮૭ |
| પદહારૂ = ૧૬ | આભાઇરાંકુ=૫૨ | એનભાઇઇનમંદી=૮૮ |
| પદહેકુ = ૧૭ | આભાઇમુકુ=૫૩ | એનભાઇતુમંદી=૮૯ |
| પદઇનમદી= ૧૮ | આભાઇનાળગુ=૫૪ | તુભાઇ=૯૦ |
| પદતુમદી = ૧૯ | આભાઇએઇકુ=૫૫ | તુભાઇઓકટી=૯૧ |
| ઇરવાઇ = ૨૦ | આભાઇહારૂ =૫૬ | તુભાઇરાંકુ=૯૨ |
| ઇરવાઇઓકટી= ૨૧ | આભાઇહેકુ= ૫૭ | તુભાઇમુકુ=૯૩ |
| ઇરવાઇરકુ =૨૨ | આભાઇઇનમંદી=૫૮ | તુભાઇનાળગુ=૯૪ |
| ઇરવાઇમુકુ= ૨૩ | આભાઇતુમંદી =૫૯ | તુભાઇએઇકુ=૯૫ |
| ઇરવાઇનાળગુ=૨૪ | હારવાઇ = ૬૦ | તુભાઇહારૂ=૯૬ |
| ઇરવાઇએઇકુ= ૨૫ | હારવાઇઓકટ્રી=૬૧ | તુભાઇહેકુ=૯૭ |
| ઇરવાઇહારૂ=૨૬ | હારવાઇરાંકુ=૬૨ | તુભાઇઇનમંદી=૯૮ |
| ઇરવાઇહેકુ= ૨૭ | હારવાઇમુકુ= ૬૩ | તુભાઇતુમંદી=૯૯ |
| ઇરવાઇઇનમંદી=૨૮ | હારવાઇનાળગુ=૬૪ | નુરૂ=૧૦૦ ઇનુરૂ=૨૦૦ |
| ઇરવાઇતુમદી=૨૯ | હારવાઇએઇકુ=૬૫ | મુનુરૂ=૩૦૦ |
| મુફાઇ = ૩૦ | હારવાઇહારૂ=૬૬ | નાનુરૂ=૪૦૦ |
| મુફાઇઓકટી=૩૧ | હારવાઇહેકુ=૬૭ | એઇકુનુરૂ=૫૦૦ |
| મુફાઇરાંકુ= ૩૨ | હારવાઇઇનમંદી=૬૮ | હારનુરૂ=૬૦૦ |
| મુફાઇમુકુ= ૩૩ | હારવાઇતુમંદી=૬૯ | હેડનુરૂ=૭૦૦ |
| મુફાઇનાળગુ= ૩૪ | ડભાઇ=૭૦ | ઇનમંદીનુરૂ=૮૦૦ |
| મુફાઇએઇકુ= ૩૫ | ડભાઇઓકટ્રી=૭૧ | તુમંદીનુરૂ=૯૦૦ |
| મુફાઇહારૂ= ૩૬ | ડભાઇરાંકુ=૭૨ | વેઇરૂપાઇલુ=૧૦૦૦ |

# નાણાનાં નામ.

આરકુકુ=૧ પાઈ
ઓકકુકુ=૨ પાઈ
ઓકટાનુરકુકુ=૩પાઈ
રંડકુકુ=૪ પાઈ
કાળઆના=૦) ૦।
અડદ્દઆના=૦) ૦॥
નુકાળઆના=૦) ૦।॥
ઓકઆના=૦)~
ઓકટીવાળઆના=~।
ઓકટીનુરઆના= ~॥
ઓકટીમુકાળઆના=
૦) ~।॥
રંડઆના=૦) ≈
રંકુકાળઆના૦) ≈।
રંકુનુરઆના=૦) ≈॥
રંકુ મુકાળ આના =
૦)≈।॥
મુડઆના= ૦) ≈
મુકુકાળઆના=૦)≈।
મુકુનુરઆના=૦)≈॥
મુકુમુકાળઆના =
૦)≈.॥
નાળગુઆના=૦।
અધકુઆના=૦।~
હારઆના=૦।≈
હેડઆના=૦।≈
હનમંદીઆના।૦॥
તુમંદીઆના=૦॥~
ફદીઆના=૦॥≈
પદકુકુઆના=૦॥≈
પદરાંડઆના=૦।॥
પદમુકુઆના=૦।॥~
પદનાળગુઆના =
૦।॥≈
પદહેકુઆના=૦।॥≈
પદહોરૂઆના= ૧
ઓકટીકાળરૂપ=૧।
ઓકટીનરારૂપ=૧॥
ઓકટીમુકાળરૂપી=૧।॥
રંડરૂપીઆ= ૨
રૂપાયલુ=રૂપીઆ
કુડલુ=પૈશા

# પરચુરણ ચીજોનાં નામ.

ભાંગારૂ=સોનું.
વેડી=રૂપુ.
રાગી=તાંબુ.
પીતળે=પીતળ.
વીશત્રીઆકુ=જમવા
નાંપતરાળાં
તામળપાકુ=પાંન ખા-
વાનું.
વકેળુ=સોપારી
પળાકાંબુ=દાતણ.
મચીનીળુ=મીઠુપાણી
ઉપુનીલુ=ખારૂપાણી
બીઆમ=ચોખા.
પપુ=દાળ
પીડી=લોટ
બીઆમપીડી=ચોખા-
નો લોટ
ગોદામપીડી=ઘઊંનોલોટ
કુંકમ=કંકુ
કાંદીપપુ=તુવેરનીદાળ
શનગપપુ=ચણાનીદાળ
ઉદીપપુ=અડદનીદાળ
કેશલપપુ=મગનીદાળ.
આરામણીપપુ=ચોળા-
નીદાળ.
રાગી=બાવટો
આરટીકાઆકાચાકેળાં
આરટીપડુ=પાકાં કેળાં
મુદરીપપુ=કાળુકળી-
આની દાળ
ભીંડાકાઆ=ભીંડા
બીરકાઆ=તુરીઆં
કોનરકાઆ=ગવારની
શીંગો.
કાતરીકાઆ=વંતાક
કાકરકાઆ=કારેલાં
શોરકાઆ=દુધી
આસમણી=ચોળાનિ
કાઆ શીંગો
નીમકાઆ=લીંબુ
ચીતપડુ=આંબલી
ચીરપકાઆ-સુકાંમરચાં
પછેમારકાઆ=લીલાં
મરચાં
આવાલુ=રાઈ
જીલગરા=જીરૂ
બેલાંમ=ગોળ
તલેશકરા=સફેદ ખાંડ
કાલગાંડા=શાકર
ઊપુ=મીઠુ
તલેદીવરનામ=સફેદરંગ
નલપુર નામ=કાલોરંગ
પશપુવરનામ=પીલોરંગ
પશપુ=હળદર

મામડીકાઆ=કાચીકેરી
મામડીપકુ=પાકી કેરી
નેઈ=ઘી
મચીનુંન=મીઠું તેલ
આમદાન=એરંડીયું
ગંફા=ટોપલો
ચાટા=સુપડું
ચોપરકટો=સાવર્ણી
ઈલુ=ઘર
મીધમીધા=મેડાઉપર
પડીકટલુ=દાદરો
તીનમીદા=ઓટલો
તલપૂ=બારણું
વાકલી=ચોકઠું
એકીબુડી= શાહનો ખ-ડીયો
પુશતક=ચોપડી
કત્તી=પાળીઅથવાચાપુ
ગરેટી=કડછી
ચાંબુ=લોટો
પોઈ=ચુલો
નીપુ=દેવતા
પેનો=કલમ
કટેલાં=લાકડાં
પીડકલાં=છાણાં
બોગલુ=કોયલા
ઊરૂ=ગામ
અઈઆરંડી=આવીબ-ઈઆ
અઈઆકુચાંડી=બસો

ભયા
મીરૂએકડા વચીનારૂ = તમો કેમ આવ્યા
મીકુએમ કાવલી = તમારે શું જોઈએ છીએ
માકુ તાવ કાવેરે = અમારે જવું જાઈએ
મોમુઆતરા કુથીવાળાનું = અમે જાતરા જવાના છીએ
મેમુશેવુગાંદરા મેશ્વરપોતાનુ = અમેએ તબંદુરા મેશ્વરજઈશું
શરૂએમટીવાલુ=તમે શી નાતના
મેમુબ્રમ ણગુજરા = અમે ગુજરાતી બ્રાહ્મણ
મેરૂએકડાઊ ડીવચીનારૂ = તમો ક્યાંથીઆવ્યા
મેમુઅમદાબા દનચીવચીનાનું = અમે શ્રી અમદાવાદથી આવા
મીતોકુડાએવ રૂએવરૂઊતારૂ = તમોકોણ કોણછો
અનીદીનાળુ ઈકડા ઉટારૂ = તમેકેટલા દીવસઅહીં રેહેશો
રેકુમંડદીનાકુઉ ઠામેમુરપોતામું = અમેએ ત્રણ દાહાડા રહીશું

મીરૂપોઈજુ લદીરંડી = તમો જઈ-વેહેલાઆવો
મેરૂભોજન થીઆઈદી = તમારેજમણ થયું કે
મીટીકવંટા આઈદી = તમારે તહીં રસોઈથઈછે
મીકુંઆ = તમારે કેટલાં નિબીડેલું છોકરાં
આડબીડે લુઆની = છોકરીઓ કેટલી
મોગબીડે લુઆની = છોકરા કેટલા
નઆના=બાપ
તલી=માનુશ્રી
માપેલાગૂ=મારીબાયડી
મામાગારૂ=સસરા
મેનમાંમા=મામા
ચીનનાઆના=નાહાના કાકા
પદેનાઅના=મોહોટા કાકા
અનાગારૂ=સાસુ
મેનઆના=ફોઈ
હલુડુ=જમાઈ
મેનહલુડુ=ભાણેજ
બીમાવમરડી=તમારો સાળો
માબાવા=મારા બનેવી
છતર=ધર્મશાળા

# જાહેર ખબર.

આ પુસ્તક નીચે લખેલે ઠેકાણેથી રોકડી કીંમતે મળશે.

## અમદાવાદમાં.

ત્રણ દરવાજાના મેદાનમાં બાલેટનની હવેલી નીચે બુકસેલર જગજીવન દલપતની દુકાનેથી વેચાતી મળશે, તથા ખાડીઆમાં જેઠાભાઈની પોળમાં ગ્રંથકર્ત્તાના ઘરથી મળશે.

આ પુસ્તકમાં કેટલાએક શ્લોકો સંસ્કૃત ભાષામાં લખેલાછે તેને બનતા પ્રયત્નથી શુદ્ધ કરયાછે તથાપિ તેમાં તથા ભાષામાં કાંઈ અશુદ્ધ હોય તેને વાંચનાર સદ્ગૃહસ્થો સંભાળી લેશે એવી આશા રાખુંછું.

ह. बा. जो.

